




# ઉષા



અંક ૧૪

૧૯૫૯

## સાહિત્યદર્શન

સંપાદક

અમૃતલાલ પરીખ



ન્યુ ઇરા સ્કૂલ, હ્યુજીસ રોડ, મુંબઈ ૭.

# આશીર્વચન

વિદ્યાર્થીને સંસ્કાર, જ્ઞાન, સમજ મેળવવાનું મોટામાં મોટું સાધન એની માતૃભાષા છે. માતૃભાષા એ બાળકના જીવનનું અંગ છે એટલું જ નહિ પણ એ એનું જીવન જ છે. સદ્ભાગ્યે જગતના બધા શિક્ષણશાસ્ત્રીઓ આ સિદ્ધાંત સ્વીકારે છે; તેથી શિક્ષણમાં માતૃભાષાનું સ્થાન એક માત્ર ભાષાના શિક્ષણ માટે નહિ પણ બીજા વિષયોના શિક્ષણની ફત્તેહ માટે પણ આવશ્યક છે. કોઈ પણ વિષયના શિક્ષકે માતૃભાષાના શિક્ષક થવું ઘટે. આ દૃષ્ટિથી બાળકોને માતૃભાષા માટે ઊંડો રસ ઉત્પન્ન થાય એ જોવું એ શિક્ષણનો પ્રથમ ધર્મ છે. આપણે નમ્રપણે કબૂલ કરવું જોઈએ કે જેટલી અગત્ય માતૃભાષાના અભ્યાસને આપવી જોઈએ અને તેમાં રસ ઊભો કરવા માટે જેટલા ઉપાયો યોજવા જોઈએ એટલા યોજાયા નથી. તેના પર પૂરતો ગંભીર વિચાર આપણે કર્યો નથી.

બાળકને જીવનમાં જો *Initiative* આપવી હોય અને સર્જક, સ્વતંત્ર વિચારક બનાવવું હોય તો બાળકની માતૃભાષા બહુ સમૃદ્ધ હોવી જોઈએ એટલું જ નહિ પણ એને એમાં સર્જનાત્મક રસ હોવો જોઈએ.

બાળક કવિ છે, લેખક છે. એને વાચનનો શોખ હોય છે. જ્યાં સુધી સર્જનની પ્રેરણાવિહોણી શિક્ષણપ્રથાનું બાળક ગુલામ બન્યું નથી હોતું ત્યાંસુધી તો બાળકમાં આ બધું દેખાય છે. પછી આ વસ્તુ ખીલવાને બદલે એ શા માટે અદૃશ્ય થાય છે? એને માટે કોણ જવાબદાર છે?

સાહિત્યનો શોખ એટલે સાહિત્યનો શોખ. જો બાળકને પોતાની માતૃભાષાના સાહિત્યવાચન માટે શોખ ઊભો થયો હશે તો એને જરૂર બીજી ભાષાઓના સાહિત્ય-વાચન માટે પણ શોખ ઊભો થશે જ.

માતૃભાષાના શિક્ષણનું સ્થાન આ દૃષ્ટિએ અદ્વિતીય છે. એની જવાબદારી બહુ ગંભીર છે. આખા શિક્ષણની ફલીભૂતતાની જવાબદારી એને શિર આવી પડે છે. આવા શિક્ષણને માટે ઘરમાં, શાળામાં અને સમાજમાં યોગ્ય સમજ આવવી જોઈએ અને એ માટે સાનુકૂળ વાતાવરણ રચાવું જોઈએ. ચાલુ પરિસ્થિતિમાં માતૃભાષાના શિક્ષણને ન્યાય કરવા માટે સરકારી કેળવણી વિભાગ, શિક્ષકો, શિક્ષણશાસ્ત્રીઓ તેમજ માતાપિતાઓએ નાનાંમોટાં મંડળોમાં ભેગાં થઈ વિચારોની આપલે કરીને યોજનાઓ ઘડવી જોઈએ.

મને કહેતાં આનંદ થાય છે કે આ બાબતમાં મારા શિક્ષકમિત્રો જાગ્રત છે અ એમને પોતાની જવાબદારીનું ભાન છે. પોતાનો ધર્મ વિદ્યાર્થી પ્રત્યે અદા કરવા માં અમે એમાં મળીને વિચારો કર્યા છે, યોજનાઓ ઘડી છે. તેમાંની થોડી આ સાહિત્યઅંકમ દેખાશે. આ અંક દૈનિકપત્ર જેવો નથી, શિક્ષકો અને વિદ્યાર્થીઓને વર્ષો સુધી ઉપયોગ થઈ પડે એવા પ્રકારનો છે, એટલે એની કિંમત અમારે માટે ઘણી છે.

મગનભાઈ વ્યાસ

# આમુખ

સ્વતંત્ર ભારતમાં માતૃભાષા દ્વારા શિક્ષણ અપાય છે તેને કારણે માતૃભાષાનું મહત્ત્વ પણ અનેક રીતે વધ્યું છે એ લક્ષમાં લઈને માતૃભાષાનો વિકાસ સાધવો અને તેની કૃતિઓમાં રસ લેવો અને એના સાહિત્યથી પરિચિત રહેવું એ દરેક ભાષાના નાગરિકની ફરજ છે.

માતૃભાષા દ્વારા જ સાચી અભિવ્યક્તિની શક્તિ મનુષ્યમાં ખીલે છે અને આ રીતે માતૃભાષાના અભ્યાસ દ્વારા એક વખત આ શક્તિ ખીલી રહ્યા પછી અન્ય ભાષાઓમાં પ્રવેશ કરવો અઘરું નથી.

આ ઉપરાંત યાદ રાખવું ખાસ જરૂરી છે કે કોઈ પણ ભાષાનો વિકાસ જુદી જુદી ભાષાના સાહિત્યના ભિન્ન ભિન્ન પ્રવાહોના સંપર્કથી જ થઈ શકે છે અને તેથી કોઈ પણ ભાષાના વિકાસ માટે સંકુચિત દૃષ્ટિ ન રાખતાં દરિયાવ દિલના બનવું અત્યંત આવશ્યક છે.

ભારતની મુખ્ય મુખ્ય ભાષાઓમાં પ્રગટ થયેલાં ઉચ્ચ કોટિના સાહિત્યકારોના ગ્રંથોને બધા જ ભારતીય નાગરિકો પોતાની ભાષામાં ઉત્તમ અનુવાદ દ્વારા પ્રાપ્ત કરી શકે તે હેતુથી 'સાહિત્ય અકાદમી'એ એવા અનુવાદો પણ પ્રગટ કરવાની યોજના કરી છે એ પ્રશંસનીય છે. એને લીધે ભારતીય સંસ્કૃતિનું સાહિત્યનવનીત પ્રત્યેક ભાષાના સાહિત્યને વધારે સમૃદ્ધ કરશે એમાં શંકા નથી.

કોઈ પણ સમાજ કે લોકોના સાંસ્કારિક માનસને અને સાંસ્કૃતિક પ્રણાલિકાઓને જાણવા માટે તે ભાષાના સાહિત્યનાં જ્ઞાન અને અભ્યાસ અત્યંત આવશ્યક છે. તેથી જ આજે આધુનિક બાળકો પોતાની માતૃભાષાના સાહિત્યનો અભ્યાસ કરી તેની સંસ્કૃતિ અને પ્રણાલિકા વિષે માહિતગાર થઈ તેને જીવંત રાખે એ આશાથી આ પ્રકારનો સાહિત્ય અંક કાઢવાની પ્રેરણા થઈ છે.

હું માનું છું કે આ અંકમાં સૂચવેલા સાહિત્યકારો અને તેનાં સર્જનોનો અભ્યાસ કરવાથી આપણી સંસ્કૃતિનો વારસો બાળકોને નિઃશંક મળશે.

કાંતિભાઈ વ્યાસ
આચાર્ય



# સંપાદકીય

**આ અંકનું વિશેષ પ્રયોજન :**

ખીલતા માનવબાળને જીવનભરનું પ્રેરક પાથેય બની રહે તેવું સંસ્કારસિંચન તો માતૃભાષા દ્વારા જ પ્રાપ્ત થાય છે. બાળક પોતાનાં મનોગત ભાવનાઓ અને વિચારોને વ્યક્ત કરતાં શીખતું હોય છે તેવા શાળાના વિદ્યાભ્યાસના સમય દરમ્યાન તેને સારા પ્રમાણમાં શિષ્ટ અને સંસ્કારી શ્રવણ અને વાચન માટેની સામગ્રી મળી રહેવાની આવશ્યકતા રહે છે. આમ થવાથી ક્રમેક્રમે એનામાં પણ વિચારો અને ભાવનાથી સમૃદ્ધ થતું માનસ લેખન દ્વારા વ્યક્ત થવાની ઇચ્છા સેવતું થાય છે. 'ઉષા'નો આ સાહિત્યદર્શન કરાવતો વિશિષ્ટ અંક તૈયાર કરવાની યોજના પાછળ આવો જ ઉદ્દેશ રહેલો છે. કિશોર વયનાં બાળકોનું માનસ શિષ્ટ સાહિત્યના તેમજ સાહિત્યસર્જકોના સંપર્ક દ્વારા સંસ્કારી વાચન અને અભ્યાસની અભિરુચિ કેળવે એવા શુભ હેતુથી આ અંકની તૈયારી માટે જે જે ભિન્ન ભિન્ન પ્રવૃત્તિઓ હાથ ધરવામાં આવેલી છે તેનું આછું દર્શન અત્રે આવશ્યક છે.

અગાઉ પહેલાં 'ઉષા'ના કલાદર્શન તેમજ ઇતિહાસદર્શન કરાવતા બે વિશિષ્ટ અંકો પ્રકટ થઈને પ્રોત્સાહક આવકાર પામી ચૂક્યા છે. એ જ પ્રણાલિકાને આ વખતે સાહિત્યક્ષેત્રે વિસ્તારી છે.

**સામગ્રીસંયોજન :**

આ અંકની સામગ્રી પર દૃષ્ટિપાત કરતાં એમાં કેટલાક ખ્યાતનામ સાહિત્યકારોનાં પ્રત્યક્ષ મિલનમાંથી સર્જાયેલી કૃતિઓ જણાશે. વિદ્યાર્થીઓએ બે રીતે આવાં મિલનનો સ્મરણીય આનંદ માણ્યો છે. એક તો નાના જૂથ રૂપે જઈને સાહિત્યકારની મુલાકાત લઈને તથા બીજી રીતે શાળાને આંગણે આમંત્રીને સાહિત્યવિષયક વાર્તાલાપ કે પ્રવચન દ્વારા. દૃષ્ટાંતરૂપે સર્વશ્રી સુંદરમ્, સ્નેહરશ્મિ, ગૌરીપ્રસાદ ઝાલા, સ્વ. કૃષ્ણલાલ ઝવેરી, પ્રકાશ મહેતા, રમણભાઈ વકીલ વગેરેના વાર્તાલાપ પરથી તૈયાર થયેલા લેખો જોતાં આપણને મહોલી રસલ્હાણનો આછેરો ખ્યાલ આવશે.

**સાક્ષર દાદાજી વિષેના સ્મૃતિલેખો :**

શાળામાં અભ્યાસ કરતાં બાળકોમાં સ્વ. શ્રી નરસિંહરાવ દિવેટિયા, સ્વ. શ્રી કેશવ હર્ષદ ધ્રુવ તથા સ્વ. શ્રી બ. ક. ઠાકોરની પૌત્રીઓ પણ છે. એ દરેક બહેને પોતપોતાના દાદાજીનાં સંસ્મરણો રૂપે એ બુઝર્ગ સાહિત્યકારોનું જીવનદર્શન કરાવ્યું છે. એ વાંચતાં જાણે આપણને પણ એમનો અંગત સંપર્ક લાધતો હોય તેવો અનુભવ થાય છે.

### સાહિત્યપરિશીલન :

ગદ્ય તથા પદ્ય સાહિત્યના અભ્યાસ તેમજ પરિશીલનથી વિદ્યાર્થીઓમાં વિવેચન-શક્તિનો પણ ક્રમશઃ વિકાસ થાય છે. તેને પરિણામે પોતપોતાની રીતે પોતે વાંચેલ ગદ્ય તેમજ પદ્યાત્મક કૃતિઓ વિષે બાળકો અભિપ્રાય પણ વ્યક્ત કરતાં શીખે છે. આ દૃષ્ટિએ આવી થોડી વિવેચનસામગ્રીનાં પણ આ અંકમાં દર્શન થશે.

### કાવ્યલેખનના અંકુરો :

આગળ જણાવ્યા પ્રમાણે વિદ્યાર્થીજીવન તો સર્વ કાંઈ ગ્રહણ કરીને માનસને સમૃદ્ધ કરવાનો સમય છે. તેમ છતાં અંતરના ભાવોને વ્યક્ત કરવા કોઈ કોઈ વિદ્યાર્થી પદ્યાત્મક રૂપે કંઈક કંઈક લખવા પ્રેરાય છે. એવા કેટલાક પદ્યલેખનના નમૂનાને પણ આ અંકમાં સ્થાન આપવું યોગ્ય ધાર્યું છે.

### કવિમુખે કાવ્યરસપાનની વિશિષ્ટ યોજના :

આ વર્ષ દરમ્યાન શાળાએ ફેલોશીપ સ્કૂલ અને મોડર્ન સ્કૂલ તેમજ બી. ટી. કોલેજના એક્ષ્ટેન્શન સર્વિસના સુંદર સહકાર સાથે આવો એક પ્રોજેક્ટ તૈયાર કર્યો હતો. એ પણ સફળતાપૂર્વક પાર ઊતરી શકયો છે. એમાં શ્રી ચંદ્રવદન મહેતા, શ્રી સુંદરજી બેટાઈ તથા શ્રી કરસનદાસ માણેકે દશમા ધોરણના વિદ્યાર્થીઓના પાઠ્યપુસ્તકમાં આવતાં પોતપોતાનાં કાવ્યો રસપ્રદ રીતે રજૂ કરીને કાવ્યસર્જન વિષે સુંદર ખ્યાલ આપ્યો હતો. વારાફરતી ત્રણેય શાળાઓને આંગણે આ એકેક પ્રસંગની યોજના થઈ હતી.

### સંકલન :

શાળાના વિદ્યાર્થીઓ પોતાના સાહિત્યઅભ્યાસ દરમ્યાન આવી સંકલનપ્રવૃત્તિ કરતા રહે છે. એમાંથી કવિવર નાનાલાલના રસભંડારમાં પ્રવેશ કરવાના હેતુથી દશમા ધોરણમાં થતા એમના 'ગોપિકા' નાટકના અભ્યાસને પરિણામે કરેલું સંકલન 'ગોપિકાની ગોરસી' તેમજ વિખ્યાત સાહિત્યકારોનાં ઉપનામ–દર્શન નોંધપાત્ર છે.

### સાહિત્યયાત્રા :

ઉપલા ધોરણના વિદ્યાર્થીઓએ આ સાહિત્યયાત્રાની યોજના કરીને પોતાની નોંધ-પોથીમાં ક્રમબદ્ધ રીતે એકેક કવિ કે લેખકની એકેક નમૂનારૂપ કૃતિમાંથી એક પાનું તથા તેની સાથે તેમની જીવનનોંધ તૈયાર કરેલી છે. તેને અત્યારે નરસિંહ મહેતાથી અર્વાચીન કાળસુધીના સાહિત્યકારોની આછેરી ઝાંખી મળી રહેશે. આમાં સવિશેષે જ સાહિત્યકારોનો તેમને પાઠ્યગ્રંથદ્વારા પરિચય મળતો હોય છે તેવા કેન્દ્રસ્થાને રહેલા છે એટલે એ રીતે આ યાત્રા સંપૂર્ણ તો નથી જ.

**સાહિત્યસામગ્રીનું યોજેલું પ્રદર્શન :**

છેલ્લાં બે વર્ષ દરમ્યાન એક વાર વિદ્યાર્થીઓના લેખો તથા જુદા જુદા વર્ગનાં હસ્તલિખિત સામયિકો તેમજ વિદ્યાર્થીઓએ દોરેલાં કાવ્યો વિષેનાં ચિત્રો, છંદદર્શન, અલંકારદર્શન, ભિન્ન ભિન્ન યુગદર્શન, જોડણીસુધારણા, ઉપનામદર્શન, કવિલેખકોનાં ચિત્રો વગેરેના ચાર્ટ્સ વગેરેનું નાનકડું પ્રદર્શન પણ કલાખંડમાં યોજ્યું હતું. તેમાંની કેટલીક સામગ્રીનો સદુપયોગ આ અંકમાં થયેલો છે.

આમ આ અંકની સામગ્રી તો વિપુલ પ્રમાણમાં પ્રાપ્ત થયેલી છે, પરંતુ સંયોગવશાત્ સ્થળસંકોચને લીધે તેમાંથી પસંદ કરીકરીને જ અત્રે રજૂ કરવાનું શક્ય બન્યું છે. હજી કેટલાય લેખો, કાવ્યો, વિવેચનો તથા ગુજરાતી સામયિકોની સવિસ્તર માહિતી આપતા સંકલનને એમ ને એમ પડતાં મૂકવા પડ્યાં છે.

**શ્રદ્ધાંજલિસમર્પણ :**

આ અંક વિશેની યોજના ઘડવામાં જેમનો હિસ્સો મોટો છે તેમજ તેની છાપવાની તૈયારીના આરંભકાળમાં જ જે અચાનક દેવલોક પામ્યા એ આપણા સ્વ. સોમભાઈનો પુણ્યાત્મા આ અંકના દર્શન કરીને સંતુષ્ટ થશે એવી અમને સૌને શ્રદ્ધા છે. બાળસાહિત્યના ક્ષેત્રે એમને ભારત સરકાર તરફથી 'પીંપી' પુસ્તક માટે પારિતોષિક જાહેર થયું છે તે આપણે સૌને માટે ગૌરવની વાત છે. શાળાના પાયામાં પોતાનો પ્રાણ સીંચીને એના બહુલક્ષી વિકાસમાં અનેક રીતે પ્રેરણા આપનાર શાળાના સહસંસ્થાપક સ્વ. ચંદુભાઈ વ્યાસ (મોટાભાઈ) નું પુણ્યસ્મરણ કરતાં એમ થાય છે કે 'ઉષા' ના આ વિશિષ્ટ રૂપને એમના પણ આશીર્વાદ છે જ. વિજ્ઞાન - અધ્યાપક હોવા છતાંયે સંગીત તેમજ સાહિત્યના રસિયા આપણા જૂના સાથી શ્રી જયંતિભાઈનું દુઃખદ અવસાન આપણાં સૌનાં હૃદયમાં વિષાદની ઘેરી છાયા મૂકી ગયું છે. આપણા સદ્ગત શિક્ષકબંધુઓ પ્રત્યે પ્રાર્થનાપૂર્વક નમ્રભાવે કર્તવ્યરૂપે સૌએ સાથે મળીને જે કંઈ સક્રિય કાર્ય કર્યું છે તેમાં જ શિક્ષણ દ્વારા થતા સંસ્કારસિંચનનું ગૌરવ પ્રકટ થયું છે.

સાહિત્યસામગ્રીના આ રસથાળને સમૃદ્ધ કરવામાં શાળાના વિદ્યાર્થીઓ તેમજ શિક્ષકભાઈબહેનોએ ઉત્સાહપૂર્વક સહકાર આપ્યો છે તેમાં પણ કલાવિભાગનું સુશોભનકાર્ય વિશેષ નોંધપાત્ર છે. શાળાના વિદ્યાર્થીઓની આવી વિશિષ્ટ સાહિત્યપ્રવૃત્તિમાં રસ લઈને અન્ય સાહિત્યરસિક વ્યક્તિઓ અને સંસ્થાઓએ આપેલો સહકાર અમને પ્રોત્સાહક નીવડ્યો છે. અમને શ્રદ્ધા છે કે આવા પ્રયત્નથી વિદ્યાર્થીઓની સાહિત્યરુચિના વિકાસને થોડાઘણો પણ વેગ અવશ્ય મળી રહેશે.

# અનુક્રમ

# શ્રી સુન્દરમ્‌ની મિલનસ્મૃતિ



(સાહિત્યકારોના પ્રત્યક્ષ મિલનની યોજનાના અંગ રૂપે વિદ્યાર્થીઓના એક નાના જૂથે મુંબઈમાં શ્રી સુન્દરમ્‌ની મુલાકાતની તક ઝડપી લીધેલી. તેના પરિપાક રૂપે આ કૃતિ પણ એમાંના એક વિદ્યાર્થીએ જ રજૂ કરી છે.)

આપણા સૌના જીવનમાં કેટલાક એવા પ્રસંગો આવે છે કે જેની મધુર સુવાસ આપણે જિંદગીભર માણતા રહીએ છીએ. જ્યારે જ્યારે એ પ્રસંગ યાદ આવે ત્યારે ત્યારે એની સ્મૃતિની સુવાસથી અંતર ભરાઇ જાય છે.

ખલીલ જિબ્રાને કહ્યું છે કે "કુદરતની કવિતા એટલે ફૂલ, અને ફૂલની કવિતા એટલે કવિ". આવા ફૂલની કવિતા જેવા કવિના સાંનિધ્યમાં બેસીને તેની સુગંધ માણવાનું મળે ત્યારે તો જીવન ધન્ય થઈ જાય. આવો એક પ્રસંગ મને તા. ૮-૭-'૫૬ને દિને સાંપડ્યો. ગુજરાતના અગ્રગણ્ય કવિ શ્રી સુન્દરમ્‌ની પાસે બેસી એમને સંખ્યાબંધ પ્રશ્નો પૂછવાનું સદ્‌ભાગ્ય અમને છ વિદ્યાર્થીઓને મળ્યું.

શ્રી. સુન્દરમ્ ગુજરાતના અગ્રગણ્ય કવિઓમાંના એક છે. એમણે ગાંધીયુગની બધી જ પ્રધાન ભાવનાઓને સૌથી વધુ સુરેખ કલાદેહ આપ્યો છે. એમણે કાવ્યો લખ્યાં છે અને નવલિકાઓ પણ લખી છે, અભ્યાસ-ગ્રન્થ અને પ્રવાસ વર્ણન પણ એમણે આપ્યાં છે. તેઓ પોંડીચરી રહેતા હોવાથી તેમને મળવાનું થશે એવો ખ્યાલ અમને નહોતો, પણ તેઓ શ્રી મુંબઈ આવ્યા છે એમ જાણતાં જ અમે છ વિદ્યાર્થીઓ એક યાદગાર રવિવારે સવારે દસ વાગે એમના ઉતારે પહોંચી ગયા.

ખંડમાં દાખલ થતાં જ શ્રી. સુન્દરમે આવકાર આપ્યો અને અમે સૌ ગાલીચા પર જ બેસી ગયાં. અમારા સાહિત્યઅંક વિષે થોડી વાતો કરી અમારા આગમનનું કારણ જણાવ્યું. તરત જ એમણે અમને પ્રશ્નો પૂછવા જણાવ્યું.

સૌ પ્રથમ મેં પ્રશ્ન પૂછ્યો : "આપને કાવ્ય લખવાની પ્રેરણા સર્વપ્રથમ ક્યાંથી મળી ?" શ્રી. સુન્દરમે કહ્યું : "મને કાવ્ય લખવાની પ્રેરણા કાવ્યમાંથી જ મળી છે. જેમ સંગીત સાંભળતાં કેટલાકને ગાવાનું મન થઈ જાય તેમ મને કવિતા વાંચતાં કવિતા



લખવાનું મન થયું. આથી મેં તેર-ચૌદ વર્ષની વયે 'વડ' ઉપર કાવ્ય લખ્યું. આ મારું પ્રથમ કાવ્ય હતું. તે ઉપરાંત એક કાવ્ય 'રેંટિયા' પર પણ લખેલું એવું યાદ છે.

જ્યારે મેટ્રિકમાં ભણતો હતો ત્યારે ભર્તૃહરિના જે સંસ્કૃત શ્લોક અમારા અભ્યાસક્રમમાં હતા તેનો પણ મેં પદ્યાનુવાદ કરેલો. પણ એટલું તો ખરું જ કે મેં કવિતાનો અભ્યાસ જ ન કર્યો હોત તો તે લખાત જ ક્યાંથી? આંતરિક શક્તિને જાગૃત કરવા બાહ્ય તત્ત્વ તો જોઈએ જ. આથી મારામાં કવિ તો હતો જ પણ મેં કવિતા વાંચી નહોતી ત્યાં સુધી તે જાગ્યો નહોતો, જો મારામાં કવિ હોત જ નહીં તો હું કવિતા ન લખી શકત, કારણ કે "A poet is born – કવિ જન્મે છે."

જન્મજાત આ કવિને એક બહેને પૂછ્યું: "આપ કવિ હોવા છતાં ગુજરાત છોડીને અરવિંદાશ્રમ શા માટે ચાલ્યા ગયા?" સસ્મિત સામો પ્રશ્ન પુછાયો: "એમ કેમ પૂછો છો? કવિ રહીને શું આધ્યાત્મિક સાધના ન કરી શકાય? કવિત્વ અને અધ્યાત્મ શું પરસ્પર વિરોધી તત્ત્વો છે? ખરું પૂછો તો હું કવિ છું એટલે જ વધુ સારો સાધક બની શક્યો છું. પૂજ્ય ગાંધીજી પછીનું મેળવવા માટે હું શ્રી અરવિંદ પાસે ગયો. મારું તો માનવું છે કે ક્ષેત્રપલટાથી કાવ્યની વધુ નજીક જઈ શકાય છે, આથી જેણે ક્ષેત્રપલટો કર્યો નથી તે અવિકાસને માર્ગે છે એમ હું તો માનું." પણ પેલાં બહેનના મનનું સમાધાન ન થયું એટલે એમણે ફરી પૂછ્યું "એ બધું સાચું; પણ આપે પોંડીચરીમાં વાસ કર્યો તેથી ગુજરાતને જે ખોટ પડી છે તેનું શું?" જવાબ મળ્યો, "સુન્દરમ્ શું કરે છે એ જાણ્યા વગર જ ઘણા કહે છે કે સુન્દરમે ગુજરાતને તરછોડ્યું છે. પણ ભલા માણસ, તમે એટલો તો વિચાર કરો કે પોંડીચરીમાં રહીને પણ શું હું ગુજરાતી સાહિત્યની સેવા નથી કરી શકતો?"

મેં પ્રશ્ન પૂછ્યો: "આપે જનતાની વચ્ચે રહીને જનતાજનાર્દનની વેદનાનાં ગીતો ગાયાં છે. હવે જનતા સાથે ત્યારે જેવી નિકટતા હતી એવી આજે નથી રહી એમ આપને નથી લાગતું?" કવિએ કહ્યું: "ના, આજે તો કદાચ વધુ નિકટતા લાગે છે. જનતા ભગવાનનું કામ નહીં કરી શકે. ભગવાનનું સ્વરૂપ તો જનતા કરતાં મહાન-ઘણું મહાન છે. કવિને કાંઇક જોઇએ છીએ, તે આપવાની શક્તિ જનતામાં નથી; જનાર્દનમાં છે. આથી જનતાજનાર્દનની ભક્તિ ન થાય, સેવા જ થાય. અને આમ જુઓ તો જનતામાં જનાર્દનનું દર્શન એ દર્શન જ નથી. ગાંધીજી કે બીજા બે-ચાર જણને જનતામાં જનાર્દન દેખાયા, પણ બીજાને દેખાય છે ખરા? જેવી અવસ્થામાં ભંગી રહે છે તેવી અવસ્થામાં તમે રહી શકો ખરા? ગાંધીજી જ્યારે તેમને મળવા જતા ત્યારે હરિજનો બધું ચોખ્ખું કરી નાખતા. આથી મારા મત પ્રમાણે તાદાત્મ્ય ન સધાય. તમે દરિદ્રની અવસ્થા સુધારવા માગો છો. તેની દરિદ્રાવસ્થા અંતિમ છે-પૂર્ણ છે એમ તમે નથી સ્વીકારતા. જ્યારે નારાયણ તો અંતિમ છે-પૂર્ણ છે. વળી દરિદ્રનો જ નારાયણ હોય એમ શા માટે? નારાયણ તો મારા, તમારા,

બધાંના હોય. પણ એ સાચો નારાયણ નથી. તેનો એક અંશ છે. ખરું પૂછો તો જનતા-જનાર્દન એ તો શબ્દોની રમત માત્ર છે. તમારે ભગવાન પાસેથી કાંઈક મેળવવું જોઈએ. આ માટે જનતા કરતાં જનાર્દનની વધુ નજીક જાઓ. દાખલા તરીકે તમારા પેટમાં પીડા થતી હોય તો હું તો માત્ર હાથ ફેરવી શકું, પણ ઓપરેશન કરીને તમને પીડામુક્ત તો એ જ કરી શકે કે જેને તે વિદ્યાનું જ્ઞાન હોય, જે શસ્ત્રવૈદ્ય હોય. આમ અહીં સવાલ ક્રિયાનો છે, ભાવનાનો નહીં અને આ ક્રિયા-રચના કરવાની શક્તિ ભગવાન પાસેથી મળે છે. અને નિકટતાનો સવાલ છે ત્યાં સુધી તો આજે ગુજરાતમાંથી મારા પર વર્ષમાં હજાર કાગળો આવે છે. પહેલાં માંડ દસ આવતા. એ રીતે નિકટતા વધીને? તમારે દુનિયા કેટલી બધી આગળ વધી ગઈ છે તે જોવું જોઈએ."

"આજનાં પાઠ્યપુસ્તકોમાં સાચું જીવનદર્શન મળે તેવું ઘણું ઓછું હોય છે તો આ માટે શાળાની મર્યાદામાં રહીને શું કરી શકાય?" પ્રશ્ન પુછાયો. શ્રી. સુન્દરમે કહ્યું: "અમારી પોંડીચરીની શાળાનો અભ્યાસ કરો. આ કામમાં શિક્ષકોનો ફાળો ઘણો મોટો હોવો જોઈએ. તેમણે વિદ્યાર્થીઓનું જીવન આધ્યાત્મિક એરણ પર ઘડવું જોઈએ. જો શિક્ષકમાં આંતરિક પ્રતિભા - પર્સનાલીટી - હોય તો તે મુક્તિની હવા ફેલાવી શકે. ગમે તે વિષય ભણાવતાં આની વાત થઈ શકે. આમ શિક્ષક પોતાની શક્તિ પ્રમાણે સાધક હોવો જોઈએ. જો કે સારા શિક્ષકો નહીં હોય તો પણ સારા વિદ્યાર્થી તો જરૂર થશે. તેઓ પોતાની મેળે ભણી લેશે. શિક્ષકનું એકાદ રહ્યુંખડ્યું વાક્ય પણ વિદ્યાર્થીને આખા જીવન માટે પ્રેરણા આપી દે. શિક્ષકે સમજવું જોઈએ કે જેમ તે વિદ્યાર્થીને ગુણ આપે છે તેમ વિદ્યાર્થીઓ પણ શિક્ષકને ગુણ આપે છે."

વિદ્યાર્થીજીવનના ઘડતરની વાત નીકળતાં મને આપણા રાષ્ટ્રનું નવઘડતર યાદ આવ્યું અને મેં પૂછયું: "આજે આપણા રાષ્ટ્રનું નવઘડતર થઈ રહ્યું છે. રાષ્ટ્રના નવઘડ-તરના આ કાર્યમાં સાહિત્ય પોતાનો ફાળો શી રીતે આપી શકે?" કવિનો જવાબ હતો: "ઉત્તમ સર્જન કરીને. સારામાં સારી કલાકૃતિનું સર્જન કરીને સાહિત્ય પોતાનો ફાળો આપી શકે."

બીજા એક ભાઈને કવિતા લખતી વખતે શ્રી સુન્દરમની નજર આગળ કયું ધ્યેય હોય છે તે જાણવાનું મન થયું. કવિએ કહ્યું: "ઘણી ઘણી રીતે કવિતા લખાય છે. દરેક કવિતાને સ્વતંત્ર ધ્યેય હોય છે. કોઈ વાર કોઈ એક જ ધ્યેય પર ઘણી રચનાઓ થાય છે. માણસ જેમ અનેક રીતે કાર્ય કરે છે તેમ કવિ અનેક ધ્યેયથી કવિતા લખે છે. પણ અમુક વખતે તે ઊંચામાં ઊંચી અવસ્થાને પહોંચે છે. જેમાં તમારું પોતાનું ચિત્ત એક પરમ શાંત અવસ્થામાં બેસી ગયું હોય અને ઉપરના સત્યના, સૌન્દર્યના, આનંદના પ્રદેશમાંથી જે કોઈ વસ્તુ નીચે આવવા માગતી હોય તેને તે પોતાનો આકાર લેવા દે."



એક ભાઈએ પૂછયું : "'સ્વપ્નભંગ' કાવ્યની પ્રેરણા આપને કયાંથી મળી ?" શ્રી સુન્દરમે હસતાં હસતાં પૂછયું : "પાઠ્યપુસ્તકમાં તો નથી ને ?" વિદ્યાર્થીભાઈએ કહ્યું: "ના, ના. 'કાવ્યમંગલા' માં વાંચ્યું છે." શ્રી સુન્દરમે કહ્યું: "એ કાવ્યમાં જ આ પ્રશ્નનો જવાબ છે. આપણે જીવનની જે ગોઠવણી કરી હોય તે અધૂરી હોય છે, કેટલીકવાર ખોટી પણ હોય છે, અને આથી તે એક દિવસ ભાંગી જાય છે, કારણ જીવનની પાછળ ઘણે ભાગે અદશ્ય રીતે એક પૂર્ણસત્ય કામ કરી રહ્યું છે, જે માણસના બહારના અપૂર્ણ જીવન પર દબાણ કરે છે. માણસના જીવનમાં ઘણી અપૂર્ણ વસ્તુઓ પડેલી હોય છે. અને તે પોતાનો ફાળો આપે છે. તે જ્યારે ફાળો આપતી બંધ પડે ત્યારે આ અદષ્ટ જીવનદેવતા તેને ભાંગી નાખે છે - કદાચ કેટલીકવાર તો તે આપોઆપ પણ ભાંગી જાય છે." ફરી પ્રશ્ન પૂછયો: "'બાનો ફોટોગ્રાફ' ની પ્રેરણા કયાંથી મળી હતી? તેની કથા સાચી છે શું?" જવાબ મળ્યો: "કવિતામાં સાચું શું અને ખોટું શું એ પ્રશ્ન ઊભો ન કરતાં જે કાંઈ છે તે સાચું માની લેવું વધુ ઉચિત છે. દરેક કવિતામાં કલ્પના હોવી જ જોઈએ. જીવનમાં જે કાંઇ બને છે - બનતું દેખાય છે, એનાથી પણ આગળ જઈને બની રહેલી વસ્તુઓને એના કોઈક અંતિમ રહસ્ય સાથે સાંકળી લેવી એનું નામ કલ્પના. 'બાનો ફોટોગ્રાફ' લખ્યું ત્યારે બા સાચેસાચ રડી નહોતી, પણ મારે કાવ્ય લખવું હતું એટલે કલ્પનાથી રડાવી. આમ કવિતા એ કાંઈ રિપોર્ટ નથી. કાવ્ય અથવા તો કોઈપણ કલ્પનામાં આંતરિક સત્ય કેટલું છે તે જ તમારે જોવું જોઇએ."

એક બહેને પૂછયું: "કયા પ્રકારનું કાવ્ય કવિને જનતાની વધુ નિકટ લાવી શકે?" "મૌનનું કાવ્ય!" શ્રી સુન્દરમે કહ્યું, અને પછી ઉમેર્યું: "આમ તો જે કાંઇ લખીએ તેમાંથી સંપર્ક થાય જ, કારણ કોઈક તો તે લખાણ વાંચશે જ ને? કેટલા અને કયારે વાંચે છે એ જુદી વાત."

"કવિની જનતા પ્રત્યે શી ફરજ હોઈ શકે?" કવિને પ્રશ્ન પુછાયો. જવાબ મળ્યો: "સારામાં સારી કવિતા લખવી. જનતા માગે તેવી ફરમાસુ કવિતા કવિએ ન લખવી જોઈએ, એટલું જ નહીં પણ કવિનું પોતાનું મન કે તેના વિચારો માગે તેવી કવિતા પણ ન લખવી જોઇએ; પરંતુ જે સર્જનની દેવી છે, તે માગે - લખાવે - તેવી કવિતા લખવી. તમે જે કવિતા લખો છો તે તમારી પોતાની કવિતા નથી પણ આખા જગતમાં જે સર્જનની ક્રિયા ચાલી રહી છે તેનું એક અંગ માત્ર છે."

તે પછી કવિતામાં છંદના મહત્ત્વ વિશે પુછાયેલા એક પ્રશ્નના ઉત્તરમાં તેમણે કહ્યું: "કવિતામાં નવ્વાણું ટકા તો છંદ હોવો જોઈએ, છંદ નવો રચી શકાય, ગીતો પણ છંદ જ ગણાય, પણ સો વાતની એક વાત કે છંદ તો હોવો જ જોઈએ."



એક ભાઈએ પૂછ્યું: "સામાન્ય માનવી ધારે તો કવિ બની શકે ખરો?" "ના, ગમે તે મનુષ્ય ગમે તે ન બની શકે." શ્રી. સુન્દરમે કહ્યું: "દરેક મનુષ્ય પોતે જે બનવાને માટે નિર્માયો હોય તે જ બની શકે." પેલા ભાઈએ શંકા કરી : "તો પછી પુરુષાર્થનું સ્થાન ક્યાં રહ્યું?" જવાબ મળ્યો: "જે માણસ Conscious surrender–જ્ઞાનપૂર્વકનું આત્મસમર્પણ કરે તે સાચો અને મોટો પુરુષાર્થ." ઘડિયાળે અગિયાર ટકોરાથી કવિની વાતમાં સાક્ષી પુરાવી, અને સાથે સાથે અમારો સમય પૂરો થયો છે એની પણ અમને યાદ અપાવી. એમણે આપેલા અમૂલ્ય સમય માટે એમનો આભાર માનીને અમે વિદાય લીધી.

આ એક કલાકમાં અમને કેટલું બધું મળ્યું હતું! કવિને કાવ્ય લખવાની પ્રેરણા ક્યાંથી મળી અને ગુજરાત છોડી તેઓ અરવિંદાશ્રમ શા માટે ગયા તે અમે જાણ્યું. જનતા સાથેના સંપર્ક અને આજનાં પાઠ્યપુસ્તકોનાં જીવનદર્શન અને શિક્ષક અને વિદ્યાર્થીના સંબંધો વિષેનાં એમનાં મંતવ્યો અમે સમજ્યાં. તો વળી રાષ્ટ્રઘડતરમાં સાહિત્યનો ફાળો અને કવિતાના ધ્યેય વિષે તથા 'સ્વપ્નભંગ' અને 'બાનો ફોટોગ્રાફ' ની પ્રેરણા વિષે અમે એમને પ્રશ્નો પૂછ્યા. એમણે અમને કવિતામાં છંદનું મહત્ત્વ સમજાવ્યું તો કવિની જનતા પ્રત્યેની ફરજ વિષે પણ એમણે વાત કરી. અને સાચા પુરુષાર્થીની વ્યાખ્યા પણ એમણે અમને આપી. કવિના પ્રત્યક્ષ પરિચયથી કેટલું જાણવાનું મળે છે એનો અમને ખ્યાલ આવ્યો.



# સ્નેહરશ્મિમિલન



(શાળાના જ સ્નેહી મિત્ર તરીકે અવારનવાર શ્રી સ્નેહરશ્મિના મિલન અને વાર્તાલાપનો લાભ વિદ્યાર્થીઓને મળ્યા કરતો હોય છે; એટલે પરિચિત વડીલ તરીકે જ આપેલા ટૂંક વાર્તાલાપ તથા પ્રશ્નોત્તરોની આ નોંધ છે.)

બાલ્યકાળનાં સંસ્મરણો રજૂ કરતાં એમણે કહ્યું: "મારો જન્મ સુરત જિલ્લામાં ચીખલી મુકામે થયો હતો. ગામમાં થઈને કાવેરી નામની એક નાનકડી પણ સુંદર નદી ખળખળ વહી જાય છે. બીજી બાજુ એક તળાવમાં સુંદર કમળો ખીલે છે. નિસર્ગના સંતાન સમા આવા ગામમાં કવિતા તો હોય જ. મારા પિતાજી ભક્ત હતા. આમ નિસર્ગ અને ભક્તિના સંસ્કાર વચ્ચે હું મોટો થયો.

પહેલા વિશ્વયુદ્ધના અરસામાં ગામડાંમાં પણ સ્વરાજ્યની ભાવના ધીમે ધીમે પ્રજ્વલિત થવા માંડી હતી. એક નાટકમાં મેં રાગ 'ક્ષત્રિયકલંક' સાંભળ્યો. તે મને ખૂબ સરસ લાગ્યો. મને પણ એ રાગમાં કવિતા રચવાનું મન થયું. એમાં દેશની જાગૃતિનો આ વિષય મળી ગયો. એટલે ઈ. સ. ૧૯૧૫માં ૧૨ વર્ષની ઉમ્મરે મેં પહેલી કવિતા લખી એ કવિતા જોઈને હું ખૂબ ખુશ થતો. મેં મારા મિત્રોને આ કવિતા બતાવી. કવિવર ટાગોરે લખ્યું છે કે 'ભગવાનના ચરણની રજ મળે તો ભક્તથી બીજાને કહ્યા વગર કેમ રહેવાય?' તે જ પ્રમાણે કવિ પોતાને થયેલો આનંદ અંદર સમાવી શકતો નથી. મારા મિત્રો મારફતે એ કવિતા હેડમાસ્તરને પહોંચી. પછી તો મારી પાસે કવિતાની માગણી પણ થવા લાગી. હેડમાસ્તરે આગ્રહ કરી બે કવિતાઓ રચાવી. આ રીતે મેં કવિતાની શરૂઆત કરી. અલબત્ત, મારા મિત્રો સિવાય મને પોતાને પણ એમ ન લાગતું કે હું કવિ છું."

*થનગનતી યુવાનીના ઉત્સાહકાળનાં સ્મરણો આલેખતાં એમણે કહ્યું:* "ઈ. સ. ૧૯૨૦ માં હું અસહકારની લડતમાં જોડાયો તે વખતે મારી ઉમ્મર સત્તરેક વર્ષની હતી. અસહકારની લડતમાં જોડાયા પછી કેટલાક અનુકૂળ સંયોગો મળવાથી મેં અનેક કવિતાઓનો ધોધ વહાવ્યો.

આમ મેં મારાં કાવ્યોની શરૂઆત દેશભક્તિનાં કાવ્યો લખીને કરી. પછી ઈશ્વરભક્તિ મારો વિષય થયો. ત્યારપછી મેં અન્ય વિષયો પર કવિતાઓ લખી. જો કે હજુ હું એવી કવિતા નથી રચી શક્યો, જે વિશ્વસાહિત્યમાં પંકાય."



પ્રશ્ન : આપનો માનીતો વિષય કયો?

ઉત્તર : મારો માનીતો વિષય તો મૃત્યુ છે. મૃત્યુની કવિતા મારા હૃદયમાં ઊંડે ઊંડે છે. 'મૃત્યુ' એ સનાતન વિષય છે. અનેક કવિઓને એમાંથી પ્રેરણા મળી છે.

પ્રશ્ન : આપને કવિવર ટાગોરનાં કાવ્યોમાંથી પ્રેરણા મળી છે?

ઉત્તર : કવિવર ટાગોરનાં કેટલાંક કાવ્યોમાંથી મને પ્રેરણા મળી છે. કવિવર ટાગોરે એમના પુત્રના અવસાન સમયે એક કાવ્ય લખેલું, જે ગીતાંજલિમાં પણ છે, કાવ્યનો સાર સમજાવે છે કે વિદાયની વેદના પણ મીઠી હોય છે. આ કાવ્યે મને સારી પ્રેરણા આપી છે.

પ્રશ્ન : 'વતન' કાવ્ય કયા સંયોગોમાં લખાયું?

ઉત્તર : ઈ. સ. ૧૯૩૦ થી હું સુરત નગરપાલિકાનો પ્રમુખ હતો. તે વેળા સત્યાગ્રહની મોટી લડત ચાલતી હતી. સુરતના લોકો બોલે તોતડું, એટલે મને 'સ્નેહરસિકા' નામે સંબોધતા. મારી એક સભામાં હજારોની મેદની હતી. તે વખતે મારી ધરપકડ કરવા મી. આંટીઆ આવ્યા; પણ લોકોએ તેમને પાછા વાળ્યા. સુરત નગરપાલિકામાંથી છૂટો થઈ કેટલાંક વર્ષો બાદ જ્યારે મેં ફરી સુરતની મુલાકાત લીધી ત્યારે મેં જોયું કે સામાન્ય જનતામાં કોઈ મારું નામ સુદ્ધાં જાણતું ન હતું. મને કીર્તિની અલ્પાવસ્થાનું ભાન થયું. એ વિચારોમાંથી 'વતન' કાવ્યનો જન્મ થયો.

પ્રશ્ન : તમે બાળકો માટે કવિતાઓ લખી છે?

ઉત્તર : મારી ઉત્તમ કવિતાઓ મેં બાળકો માટે જ લખી છે. મને બાળકો પાસેથી અખૂટ પ્રેરણા મળી છે. બાળક મારી પાસે આવીને કવિતા માગે, તો હું ગમે તેવા સંયોગોમાં પણ તેને કવિતા આપું છું.

પ્રશ્ન : તમારાં કાવ્યોની વિશેષતા શી છે?

ઉત્તર : એની પાછળ મુક્તિ માટે ઝંખતા આત્માની ઝાંખી હોય છે. મારાં ઘણાં કાવ્યોમાં સૌની કલ્યાણકારી મુક્તિ - શિવમુક્તિનો ઉલ્લેખ આવે છે. 'વિદાય'ના પ્રસંગમાં વેદના છે; પણ સાથે સાથે માધુર્ય પણ છે. જો મૃત્યુને પણ એ જ રીતે ભેટાય તો મૃત્યુની વેદના ઓછી થઈને મૃત્યુ પણ મધુર બને. આ ભાવના મારાં મૃત્યુનાં કાવ્યોમાં છે.

પ્રશ્ન : આપનું ઉત્તમ કાવ્ય કયું?

ઉત્તર : એ તો હું કેમ કહું? પણ મારું 'દસ અવતાર' કાવ્ય કવિવર નાનાલાલને પણ ખૂબ ગમી ગયેલું.



પ્રશ્ન : તમારા પ્રિય કવિ કોણ?
ઉત્તર : મારા પ્રિય કવિ તરીકે કવિવર ટાગોરને ગણી શકાય. કબીર પણ મને ગમે છે.

પ્રશ્ન : આપની નવલિકાઓ ક્યારે લખાઈ?
ઉત્તર : મેં નવલિકાનું સર્જન બહુ થોડો સમય કર્યું છે. ઈ. સ ૧૯૩૧ - ૩૨ માં હું અને મારા મિત્ર ભગવાનદાસ જેલમાં હતા. તે વેળા મેં પહેલી વાર્તા લખી. ભગવાનદાસે તે જોઈને મને વધુ ને વધુ વાર્તાઓ લખવાને પ્રેર્યો. એટલે મેં ત્રણ મહિનાના ગાળા દરમિયાન પિસ્તાલીસ જેટલી નવલિકાઓ તૈયાર કરી. એ બધાંની પાછળ ભગવાનદાસની અખૂટ પ્રેરણા હતી. એવા બીજા કોઈ ભગવાનદાસ મળે તો હું કદાચ ફરી મારું નવલિકા - સર્જનનું કાર્ય ઉપાડી લઉં ખરો!

પ્રશ્ન : 'જવાળા' કાવ્ય શા માટે લખ્યું?
ઉત્તર : 'જવાળા' કાવ્ય એ પણ મારી સમગ્ર માનવજાતની સ્વતંત્રતાની ભાવનામાંથી ઉદ્ભવેલું કાવ્ય છે એમાં સંકુચિતતાનાં બધાં બંધનો મેં ફગાવી દીધાં છે.

પ્રશ્ન : તમે 'સ્નેહરશ્મિ' એવું ઉપનામ કેમ ધારણ કર્યું?
ઉત્તર : 'સ્નેહરશ્મિ' ઉપનામ અમુક સંયોગોમાં પસંદ થયું, પણ હવે તો તે મને ખાસ ગમે છે એવું પણ નથી. કદાચ હું કોઈના સ્નેહમાં હોઈશ; અને આજે પણ છું જ. તેમ છતાં જો કોઈ મને ગમી જાય એવું બીજું ઉપનામ આપે તો હું એને અપનાવું.

પ્રશ્ન : આપે હમણાં હમણાં શાનું સર્જન કર્યું છે?
ઉત્તર : મારું સર્જન હમણાં તો અટકી ગયું છે. મારા મનમાં એવી ગાઢ નિરાશા ફેલાઈ વળી છે કે તેને વ્યક્ત કરવાના શબ્દો મારી પાસે નથી. સ્વતંત્રતા તો આવી, પણ હજુ લોકોના જીવનમાં સ્વતંત્રતા નથી આવી. અંદરઅંદર ઝઘડા ચાલ્યા કરે છે – જાણે એમ લાગે છે કે સ્વરાજ્ય આવ્યું પણ ક્યાંક છીનવાઈ ગયું! અને આ નિરાશાએ મારા સાહિત્યસર્જનને થંભાવી દીધું હોય એવું લાગે છે.



# સંસ્કૃત અને સંસ્કૃતિ

(પ્રાધ્યાપક ગૌરીપ્રસાદ ઝાલા)

[શાળાના ગુરુવારના સંમેલનમાં અપાયેલું પ્રવચન]

સંસ્કૃતભાષાનો પ્રશ્ન આજના કેટલાક સળગતા પ્રશ્નોમાંનો એક છે. આજે સંસ્કૃતને કેટલાક મૃતભાષા માને છે અને તેના અભ્યાસ માટે ઉદાસીનતા દાખવે છે. જ્યારે બીજી બાજુ કેટલાક એમ માને છે કે સંસ્કૃત જશે તો આપણી સંસ્કૃતિ પણ નષ્ટ થઈ જશે.

સંસ્કૃતિ સંસ્કૃત વગર પણ શક્ય છે એ તો સહેલાઇથી સમજાય તેવી વાત છે. સામાન્ય રીતે સંસ્કૃતિ સર્વત્ર શક્ય છે. સંસ્કૃતે જે સંસ્કૃતિ સર્જી છે તે આખા જગતમાં બધે જ છે એમ તો નથી જ. પણ આપણી જે સંસ્કૃતિ છે તેનો મર્મ સાચવવો હોય તો તેને માટેનું એક પરંપરાગત સાધન તૈયાર છે. એ છે સંસ્કૃત. સંસ્કૃતે સર્જેલી સંસ્કૃતિ જગતની સંસ્કૃતિઓમાં જુદી જ છાપ પાડે છે. જગતની બીજી સંસ્કૃતિઓ આજે નામશેષ થઈ ગઈ છે. આપણી સંસ્કૃતિ કાળેકાળે રૂપાંતરો પામતી જાય છે; પણ તેનો આત્મા તો આજે પણ એ જ છે. હા, તેને જાણવાની આજે બહારના - પરદેશના - લોકો જેટલી આપણને ઉત્કંઠા નથી.

આપણા દેશના પ્રદેશો-રાજ્યો-યુરોપના દેશો જેવડા છે, છતાં આપણા દેશને સમગ્ર રીતે જોઈએ તો એ અનેક પ્રદેશોને બદલે એક જ દેશ લાગે છે. આપણા આખા દેશમાં અંતર્ગત એકતા રહેલી છે. આ એકતા સર્જવામાં અને તેને ટકાવી રાખવામાં સંસ્કૃતનો ફાળો નાનોસૂનો નથી. આજે આપણા દેશને એવી એકતાની ખૂબ જરૂર છે. તેને માટે સંસ્કૃતની આવશ્યક્તા છે, પણ જેમના હાથમાં દેશનું ભાવિ છે એમનાં મંતવ્યો જુદાં છે. આજે વિદ્યાર્થીના અભ્યાસમાંથી કઈ ભાષા કાઢી નાખવી એમ પુછાય છે ત્યારે સંસ્કૃતનું નામ સૌથી પહેલું લેવાય છે.

આજે જે એકતા આપણને આવશ્યક છે તે સાધવાનું કામ હિન્દીથી ન થઇ શકે? આ પ્રશ્ન ઘણીવાર પુછાય છે. કોઈ પણ માણસ તદ્દન નવી ભાષા ઘડી શકે અને એને લોકો પર લાદી પણ શકાય; પણ હિન્દી દ્વારા એકતા સાધવાનું કેટલે અંશે શક્ય છે તે વિચારવું જોઈએ. હિન્દી પાસે પોતાનું બળ કેટલું? તેનો ભૂતકાળ કેટલો? માંડ હજાર વર્ષનો. હિન્દી ગુજરાતી - મરાઠીની લગભગ સમકાલીન ગણાય. બીજી બાજુ સંસ્કૃતને ત્રણચાર હજાર વર્ષનો ભૂતકાળ છે. રાષ્ટ્રના આત્માનું ઘડતર પણ તેના દ્વારા થયું છે અને પ્રજાની સંસ્કૃતિની ગંગોત્રી પણ સંસ્કૃતમાં જ સચવાઈ છે.



આપણે માનીએ છીએ કે સંસ્કૃતમાં પરલોક, આત્મા, શ્રાદ્ધ, મોક્ષ વગેરેની વાતો જ ભરી છે. આજના ભારતને આવી વાતો માટે અવકાશ નથી એવો બહુ પ્રચલિત ભ્રમ છે. સંસ્કૃતમાં છેલ્લાં એક હજાર વર્ષ એ ટીકાઓ અને ભાષ્યોનો જ સમય હતો. પણ સંસ્કૃત સાહિત્ય એટલે માત્ર છેલ્લાં હજાર વર્ષનું સંસ્કૃત સાહિત્ય નહીં, આ ભ્રમ તરફ તમારું લક્ષ દોરવું છે. સંસ્કૃતમાં પણ જગતને દૃષ્ટિ આપી શકે એવી રચનાઓ રચાઈ છે. દાખલા તરીકે કૌટિલ્યનું અર્થશાસ્ત્ર. આ અર્થશાસ્ત્રનો આજની પરિસ્થિતિ સાથે મેળ ખાય છે અને હિટલર વગેરેની કલ્પનાનાં મૂળ આ અર્થશાસ્ત્રમાં છે. ભરતે નાટ્યશાસ્ત્ર લખ્યું છે ભરત મોક્ષની પાછળ પડેલો નહોતો. એના જેવા મુનિઓએ શરીરવિદ્યામાં સંશોધનો કર્યાં હતાં.

સંસ્કૃતિ અને સંસ્કારિતા વચ્ચે એક પ્રકારનો તાત્ત્વિક ભેદ રહેલો છે. આજે આપણે બાહ્ય આચારને–કેમ બેસવું, કેમ ઊઠવું–સંસ્કૃતિ ગણતા થઈ ગયા છીએ; પણ તેથી આપણો ઉત્કર્ષ કદી ન થઈ શકે. બહારથી સભ્ય હોવા છતાં હૃદયથી પશુ હોઈએ એ અશક્ય તો નથી જ. બીજી બાજુ, બહારથી સભ્ય ન લાગે અને જેને આપણે સુધરેલા સમાજમાં દાખલ પણ ન કરીએ તેની માનવતા સુવર્ણ જેવી તેજસ્વી હોય એવું પણ બને.

સંસ્કૃતની સંસ્કૃતિ ધર્મ અને આત્માને ભોગે માનવીના અંતિમ ધ્યેયને ઉવેખીને નથી રચાઇ. આપણી સંસ્કૃતિનું જીવનદર્શન પૂરેપૂરું વિકસેલું છે. વેદમાં લખેલા હોય તે જ મન્ત્રો એમ આપણે ભાગ્યે જ માનીએ. પ્રગતિને ઉત્કટ બનાવે તે મન્ત્ર. પણ આપણે જીવનને પણ પૂરેપૂરું જાણવું જોઈએ. હા! તેમ કરતાં નીતિથી વિરુદ્ધ તો કદી પણ ન જ જવાય. જ્યાંથી આ પ્રકારની દૃષ્ટિ મળતી હોય ત્યાંથી આપણે તેને અપનાવવી જોઈએ. મારા મતે આવી દૃષ્ટિ આપણને સંસ્કૃતમાંથી જ મળી રહી એટલે જ હું સંસ્કૃતનો પુરસ્કાર કરું છું.

નિવેદક: દીપક મહેતા



# કાકાનાં આશીર્વચન

(સ્વ. શ્રી. કૃષ્ણલાલ ઝવેરી)

[શાળાની સ્થાપનાથી એના વિકાસમાં રસ લેનાર ગુરુજન સમા સાક્ષર શ્રી. કૃષ્ણલાલ ઝવેરીએ વૃદ્ધ વયે પણ અમારી પ્રાર્થનાસભામાં પધારીને વાત્સલ્યપૂર્વક વાર્તાલાપ આપેલો તેની આ ટૂંક નોંધ છે.]

આજે મારે મારા જીવન વિષે તમને કંઈક કહેવું છે. આજે નેવ્યાસી વર્ષની ઉંમરે તો પહોંચ્યો છું. પેલી અંગ્રેજી કહેવત old age is second childhood પ્રમાણે હું બાળક બની ગયો છું. બાળકો કાં તો રમે ને કાં તો લડે. આજે લડવાનો પ્રસંગ નથી તેથી આપણે રમીશું.

સૌથી પહેલાં ૮૦ વર્ષ પહેલાંની શાળાનો ખ્યાલ તમને આપું. અમને ભણાવનાર મહેતાજી ઓટલા પર બેસતા. અમારી પાસે તમારા જેવી ફાઉન્ટન પેન ન હતી. અમે તો બરૂના કિત્તાથી લખતા.

હું ભરૂચનો વતની છું. કનૈયાલાલ મુનશી પણ ત્યાંના વતની. થોડું તેમને વિષે પણ કહું. એમને હું નાનપણથી ઓળખતો આવ્યો છું. હું એમને કનુભાઈ કહું છું. અમારી સાથે એક ધીરજકાકા હતા. બહુ રમૂજી બોલે. એમણે એક નોકર રાખેલો. અમે એક વખત તેમને ત્યાં ગયા ત્યારે તેમણે નોકરને ચા બનાવવા કહ્યું. ચા આવી. તેમાં જોયું તો ઘીનો લોંદો તરતો હતો. પૂછયું તો કહે કે મોટા માણસની ચામાં ઘી તો જોઈએ જ.

નર્મદાશંકરનું નામ તમે સૌએ સાંભળ્યું હશે. તેઓ આપણા સૌથી પહેલા ગદ્યકાર હતા. તેઓ પણ મારા પરિચયમાં આવેલા. અને એ સિવાય તો આજે હયાત નથી એવા ઘણા સાહિત્યકારો સાથે હું અંગત પરિચયમાં આવ્યો છું, પરંતુ મને સૂઝતું નથી કે મારા જીવનમાંથી તમે સૌ શું ગ્રહણ કરશો ?

મારા તો તમને સૌને આશીર્વાદ છે. તમે સૌ મારી જેટલી ઉંમરના થજો અને આ ઘડી સુધી હું જેટલું કામ કરતો રહ્યો છું તેટલું તમે પણ કરતા રહેજો.



# સાહિત્ય શા માટે?

(પ્રાધ્યાપક પ્રકાશ મહેતા)



(શાળાના પ્રતિભાસંપન્ન તેજસ્વી વિદ્યાર્થીઓમાં જેમની ગણના થઈ શકે એવા અમારા ભૂતપૂર્વ વિદ્યાર્થી પ્રાધ્યાપક પ્રકાશ મહેતાનો આ વાર્તાલાપ વિદ્યાર્થીઓને સાહિત્યના પરિશીલન માટે પ્રેરણારૂપ છે; એટલે એની નોંધ અહીં આપવામાં આવી છે.)

સર્જનાત્મક સાહિત્યનું મૂળભૂત પ્રયોજન ભાવકને નિરતિશય આનંદની સમાધિમાં લીન કરી દેવાનું છે એ વાત સાચી, પણ ફક્ત આનંદ આપીને જ અટકી જાય તે મહાન :ય નહીં. મહાન સાહિત્ય તો આપણને જીવનના ઉચ્ચ માર્ગે લઈ જાય, એથી આપણા .માં નવા અંશો ઉમેરાય છે, જો કે તેનો આપણને વાંચતી વેળા તો ખ્યાલ પણ નથી તો. અલબત્ત આ કામ સાહિત્યે સીધેસીધું નથી કરવાનું. તો તો સાહિત્ય કાં તો :ાત્મક થઈ જાય અથવા તો પ્રચારાત્મક થઈ જાય. શસ્ત્રક્રિયા વખતે આપણા શરીરમાં ર થઇ જાય છે તેની જેમ આપણને ખબર નથી પડતી તેમ મહાન સાહિત્યકારની મો આપણો માનસિક અને એવો બીજો સડો દૂર કરી જીવનનું ઘડતર કરી રહી હોય તેનો પણ આપણને ખ્યાલ નથી આવતો. સાહિત્ય એ એક એવું સાધન છે કે જે ણને આનંદ આપવાની સાથે સાથે આપણી માનસિક કાયાપલટ કરી નાખે છે.

હીરાના પાસાની જેમ જીવનનાં અનેક પાસાંને જુદી જુદી દૃષ્ટિએ જોતાં જુદા જુદા જોવા મળે છે. બધા જ સાહિત્યકારોની કૃતિઓનો મધ્યવર્તી વિચાર છે જીવન. ણું જીવન એટલું વિશાળ છે કે વર્ષો સુધી, આખી જિંદગી સુધી તેને વિષે વિચારીએ ણ પાર ન આવે. આખાયે જીવનને અવલોકવાનું કામ કોઈ એક વ્યક્તિ ન કરી શકે. પોતાની શક્તિ પ્રમાણે તેના એકાદ પાસાને નીરખવા પ્રયત્ન કરે છે. ટાગોર પણ કહે કે આટલાં વર્ષો સુધી વિચાર કરવા છતાં હજી હું જીવન-સાગરની કિનારીને જ સ્પર્શી શ્યો છું. જીવન કેટલું વિચિત્ર છે! ફૂલો છૂટાં છૂટાં વેરાયેલાં પડ્યાં હોય ત્યારે તેની કશી મત નથી હોતી પણ તેની એક માળા બને ત્યારે તેની કિંમત થાય છે. સાહિત્યકાર પણ નોધાનના વિવિધ અનુભવ પુષ્પોને પોતાની ક્રાંતદર્શી દૃષ્ટિના સૂત્રમાં પરોવીને જીવનની



અખંડ અને સંશ્લેષાત્મક (synthetical) સુસંવાદી અને માર્મિક રજૂઆત કરે છે. આમ, બીજા બધા વિષયોની જેમ જ સાહિત્યનું ધ્યેય પણ આખરે તો એક જ છે. જીવનના ગહનતમ અને ગૂઢતમ રહસ્યોનું આકલન અને આલેખન.

જીવન એ એક ટેકરી પર આવેલું સુંદર મજાનું મંદિર છે પણ તે મંદિરમાં જવા પગથિયાં જ ન હોય તો? જુદા જુદા વિષયો તો માત્ર પગથિયાં બની શકે. તેની પૂજા ન કરાય. આપણે તો તે પગથિયાંની સહાય વડે પેલી નવનવોન્મેષશાલિની જીવનદેવીની સમક્ષ પહોંચવાનું છે. આપણા જીવનના આ સર્વોચ્ચ ધ્યેયને સિદ્ધ કરવામાં સાહિત્ય કદાચ સૌથી વધારે મૂલ્યવાન ફાળો આપી શકે તેમ છે અને એ દૃષ્ટિએ જોતાં સાહિત્યનું પરિશીલન આપણા અભ્યાસક્રમનું સૌથી વધારે મહત્ત્વનું અંગ બની જાય છે.



# સત્ત્વશીલ સાહિત્યસર્જન

## (પ્રાધ્યાપક પ્રકાશ મહેતા)

(નિ: સત્ત્વ ચોપાનિયા જેવાં આજનાં પુસ્તકોના અમંગળ આક્રમણથી બચાવી લઈને શાળાનાં બાળકોને સંસ્કારપ્રેરક સાહિત્ય પ્રત્યે દોરવાના હેતુથી અમારા ભૂતપૂર્વ વિદ્યાર્થી પ્રાધ્યાપક પ્રકાશ મહેતાએ આ સત્ત્વશીલ સાહિત્યકારોનો પરિચય કરાવતો વાર્તાલાપ આપ્યો હતો. તેની આ નોંધ એમની મંજૂરી સાથે રજૂ કરી છે.)

સ્વ. પાઠકસાહેબ, કાકાસાહેબ અને ઉમાશંકર એ ત્રણેય અર્વાચીન ગુજરાતી સાહિત્યના પતિતપાવન ત્રિવેણીસંગમ સમા સત્ત્વશાળી સર્જકો છે. આજે આપણે આ ત્રણ સાહિત્યકારો વિષે થોડીક વાતચીત કરીશું.

સ્વૈરવિહાર – હાસ્યરસ એ એક લપસણું પગથિયું છે. પણ પાઠકસાહેબ એ પગથિયે લપસ્યા નથી. એટલું જ નહીં પણ સ્વૈરવિહારમાં એમણે ઉચ્ચ કક્ષાના હળવા નિબંધો આપણને આપ્યા છે.

પાઠકસાહેબની પહેલી લાક્ષણિકતા છે, તેમની કુતૂહલતા. તેમની કુતૂહલતા નાના બાળક જેવી છે. પાઠકસાહેબમાં વિદ્વત્તા અને ગંભીરતાની સાથે સાથે કુતૂહલતાનો સુંદર સમન્વય થયો છે. પાઠકસાહેબનાં કાવ્યો સંખ્યાની દૃષ્ટિએ મહત્ત્વનાં નથી પણ ગુણવત્તાની દૃષ્ટિએ જોતાં તે ખૂબ જ ઉચ્ચ કક્ષાનાં છે, એટલું જ નહીં, તેમની દરેક કૃતિની પાછળ તેમની જીવન પ્રત્યેની સર્વાંગીણ દૃષ્ટિ દેખાઈ આવ્યા વગર નથી રહેતી. આ કારણને લીધે જ પ્રમાણમાં ઓછાં કાવ્યો લખ્યાં હોવા છતાં પાઠકસાહેબની ગણના અર્વાચીન કવિતાના અગ્રગણ્ય કવિઓમાં થાય છે.

વિવેચક પાઠકસાહેબનું વૈજ્ઞાનિક માનસ પણ તેમનાં વિવેચનોમાં છૂપું નથી રહી શકતું. તેમાં ઊર્મિ અને બુદ્ધિનો સુભગ સમન્વય થયો છે. આપણે બધા જે બાજુ વહેણ જતું હોય તે બાજુ જવાવાળા હોઈએ છીએ. પાઠકસાહેબે તો આજીવન લોકપ્રિયતાની તૃષ્ણા રાખ્યા વગર સાહિત્યની સેવા કરી છે. શેષનાં કાવ્યોની કોઈ પણ કૃતિ વાંચતાં આપણને કોઈ પવિત્ર, સુંદર અને સુગંધિત ધૂપદાનીની પાસે જતાં હોઈએ એમ લાગે છે. પણ શેષનાં કાવ્યોનું આપણા સાહિત્યમાંનું સ્થાન તેની ઊર્મિ કરતાં પણ ઊર્મિ પરના તેમના સંયમને લીધે છે.

કાવ્ય અને વિવેચન ઉપરાંત પાઠકસાહેબે દ્વિરેફના ઉપનામથી વાર્તાઓ પણ આપી છે. 'દ્વિરેફની વાતો'ના ત્રણે ભાગમાંની વાર્તાઓ એકસરખી ઊંચી કક્ષાની છે એવું નથી છતાં પ્રથમ પંક્તિમાં સહેજે બેસી શકે એવી વાર્તાઓ 'દ્વિરેફની વાતો'માં છે.



કાવ્ય, નવલિકા, નિબંધ અને વિવેચનક્ષેત્રે પાઠકસાહેબનું અર્પણ નોંધપાત્ર છે
સાચું પણ ગુજરાતી સાહિત્યને એમનું સૌથી વધુ ગણનાપાત્ર અર્પણ તો છે 'પૃથ્વી' પિંગ

પાઠકસાહેબ અને કાકા સાહેબ બન્ને એકબીજાના પરસ્પર પૂરક છે. તેઓ બે
ત્યારે પણ આપણને લાગે કે કોઈ આજીવન અધ્યાપક બોલી રહ્યા છે. કાકાસાહે
પાઠકસાહેબ અને ઉમાશંકરનો તો ત્રિવેણી સંગમ બને છે.

કાકાસાહેબની કોઈ પણ કૃતિ લો. જીવન એ તેનો મધ્યવર્તી વિચાર હોવાને
કાકાસાહેબની આખી વિચારણા જ જીવનને મધ્યમાં રાખીને થઈ છે. જીવનને એક ડગલ
પણ આગળ વધારી શકે એવા સાહિત્યને કાકાસાહેબ તો સ્વીકારવાના. કાકાસાહેબને મ
તો આખુંય હિન્દુસ્તાન પોતાનું ઘર છે. પ્રવાસ અને પરિવ્રજ્યાને લીધે એમની દૃષ્ટિ વિશાળ
અને ઉદાર બની છે. આ પ્રવાસોના પરિણામે કાકાસાહેબે આપણને 'હિમાલયનો પ્રવાસ
અને 'પૂર્વ આફ્રિકામાં' જેવા પ્રવાસવર્ણનના ગ્રન્થો આપ્યા છે. તેમાંય 'હિમાલયનો
પ્રવાસ'નું સ્થાન તો આપણાં પ્રવાસવર્ણનોમાં શ્રેષ્ઠ છે. કાકાસાહેબે પૂર્વ અને પશ્ચિમના
અર્વાચીન સાહિત્યનો અને પ્રાચીન પૂર્વ સાહિત્યનો અભ્યાસ કર્યો છે.

ઉમાશંકરે કાકાસાહેબને કવિ કહ્યા છે. જો કે આપણે જેને કવિતા માનીએ છીએ
તેવી એક પણ કવિતા કાકાસાહેબે નથી લખી; પણ તેમનું ગદ્ય વાંચતાં ઉમાશંકરની વાત
આપણને સાચી લાગ્યા વગર નથી રહેતી. કાકાસાહેબમાં વૃદ્ધ અને બાળક એકરૂપ બની
ગયા છે. કાકાસાહેબે બધાંનો અભ્યાસ કર્યો છે અને જેમાંથી જે સારું લાગ્યું છે તે
ગ્રહણ કર્યું છે.

કાકાસાહેબ અને પાઠકસાહેબ, બન્નેના ઉમાશંકર શિષ્ય છે – તેઓ આ બન્નેના
સાચા વારસદાર છે. ઉમાશંકર તો વિશ્વમાનવી છે. ચીન, રશિયા યુરોપના દેશો કે કોઈ
પણ દેશ વિષે વાતો કરે ત્યારે આપણને એમ જ લાગે કે તેઓ એ જ દેશના વતની છે અને
છતાં સૌથી પહેલાં એ હિન્દી છે. એક બાજુ નમ્રતા, ઋજુતા અને મધુરતા અને બીજી બાજુ
સત્યને કોઈ પણ ભોગે ન છોડવાની અણનમ નિષ્ઠા ઉમાશંકરને આપણા સાહિત્યના
અભિજાત અજાતશત્રુ બનાવે છે.

ઉમાશંકરે કાવ્યો લખ્યાં છે અને નાટકો લખ્યાં છે, નવલિકાઓ લખી છે અને
નવલકથા પણ લખી છે. તેમની પ્રતિભાએ નિબંધ, વિવેચન અને સંપાદનસંશોધનનાં
ક્ષેત્રોમાં પણ વિહાર કર્યો છે. જીવનના સનાતન મૂલ્યોનું એમનું દર્શન સ્થિર અને સુસ્પષ્ટ
છે. એમની કોઈ પણ કૃતિ લો. એમાંથી ઉમાશંકરની વિશિષ્ટ જીવનદૃષ્ટિ ઝોગીને આંખે
વળગવાની. ઉમાશંકરે એમના કાવ્યસંગ્રહોમાં કાવ્યનાં સર્વોચ્ચ શિખરોને સર કર્યાં છે,



તો 'સાપના ભારા' અને 'શહીદ અને બીજાં નાટકો' માં એકાંકીની સર્વોત્તમ સિદ્ધિનું દર્શન પણ કરાવ્યું છે. એમની નવલિકાઓમાં આપણને પ્રયોગશીલતા અને વિવિધતા જોવા મળે છે.

અર્વાચીન ગુજરાતી સાહિત્યનું એ એક મોટું સદ્ભાગ્ય છે કે એકી વખતે તેને આવા ત્રણ સમર્થ સાહિત્યકારો મળ્યા છે. સ્વ. પાઠકસાહેબ, કાકાસાહેબ અને ઉમાશંકરનું સ્થાન માત્ર અર્વાચીન ગુજરાતી સાહિત્યમાં જ છે એમ નહિ, એમનું સ્થાન તો ગુજરાતના સર્વકાલીન સાહિત્યકારોમાં રહેશે એમાં શંકા નથી.

નિવેદિકા : ગીતિ ઠાકર.



# કાવ્યનું અધ્યયન

( શ્રી રમણભાઈ વકીલ )

(સંસ્થાના વિકાસમાં સક્રિય રસ લેનાર મોર્ડન સ્કૂલ, મુંબઈના આચાર્ય રમણભાઈ વકીલ 'સાહિત્ય રત્ન'ના સંપાદક સાહિત્યકાર છે. વિદ્યાર્થીઓને કાવ્યના અભ્યાસમાં માર્ગદર્શન કરાવવાના ઉદ્દેશથી એમણે આપેલા વાર્તાલાપનો હેવાલ અહીં રજૂ કરવામાં આવે છે.)

આપણે આજના સમાજ ભણી નજર માંડીશું તો સમજાશે કે લોકોની સાહિત્ય પ્રત્યેની રુચિ ઓછી થવા માંડી છે. પહેલાંની જેમ વિદ્યાર્થીઓને સાહિત્યની ભૂખ બહુ ઓછી છે. વિદ્યાર્થીઓ જુદા જ પ્રકારનાં પુસ્તકો વાંચે છે; આથી આપણે ભવિષ્યના સમાજ વિષે કહી શકીએ કે આગળ જતાં સમાજમાં સાહિત્ય પ્રત્યેની ભૂખનો સદંતર નાશ થશે. સમાજમાં સાહિત્ય પ્રત્યેની આ અરુચિ કેમ ઉદ્દભવી ? સમાજમાં દુર્ભાગ્યે થોડા શ્રમે વધુ પૈસા – થોડા પ્રયત્ને વધુ આનંદ–ના સિદ્ધાંતનો વિકાસ થવા માંડ્યો છે. જીવનનું ધ્યેય બદલાયું છે. આજે લોકોને પૈસા પર પ્રેમ છે. બાળકને વાચન માટે માતાપિતા તરફથી બહુ ઓછું પ્રોત્સાહન આપવામાં આવે છે. આ પરથી આપણે એટલું જરૂર તારવીને અનુમાન કરી શકીએ કે જીવનનું આ ધ્યેય બદલાય ત્યારે જ સાહિત્ય પ્રત્યેનો પ્રેમ બદલાય.

પહેલાં બી. એ., એમ. એ. માં વિદ્યાર્થીઓ સાહિત્યનું અધ્યયન કરતા, ભાષા, ફિલસૂફી વગેરે વિષયો લેતા તેમ આજે વિદ્યાર્થીઓ એવા વિષયો લેતા નથી. વિજ્ઞાન લેનારા વિદ્યાર્થીઓને પણ ભાષા શીખવી તેટલી જ જરૂરની છે. દરેક અભ્યાસમાં ભાષાનું સ્થાન ઉચ્ચ છે. કેટલાય મોટા કવિ – લેખકો વિજ્ઞાનની પદવી માટેનો અભ્યાસ કરનારા હતા; છતાં તેઓએ ભાષાને તો નહોતી જ છોડી. આઈન્સ્ટાઈન જેવો વૈજ્ઞાનિક પણ મોટો ફિલસૂફ હતો. કેટલીક વસ્તુનો આપણને સહેલાઈથી આનંદ મળે છે, તેથી આપણે પુસ્તકને અડકતાં જ નથી. નાટકનું અધઃપતન અને સાહિત્યનું અધઃપતન ચલચિત્રથી જ થયું છે. ચાલુ જીવનમાં જોશો તો જણાશે કે કવિતા કરતાં સિનેમાનાં ગીતો જલદીથી મુખપાઠ થઈ જાય છે. સાહિત્યનું અધઃપતન થઈ રહ્યું છે. સાહિત્યકાર થવામાં લોકોને મુશ્કેલી નડતી નથી. સમાજ જેટલું માન લેખકને આપે છે તેના કરતાં વધારે માન ચલચિત્રની નટીને આપે છે. જગતની અંદર અર્થશાસ્ત્ર અને રાજકારણ મુખ્ય વિષય થઈ પડ્યા છે. રાજકીય નેતાને લેખક કરતાં વધુ માન મળે છે. પહેલાં લેખક કે કવિ પૈસા વગર પણ સમાજમાં માનભેર રહી શકતો. સમાજમાં પંડિત નહેરુનું રાજકીય નેતા કરતાં જુદું જ સ્થાન છે. ગાંધીજીને ઇતિહાસને પાને જે અગ્રગણ્ય માન આપ્યું છે તેવું જગતના એક પણ રાજપુરુષને હજી સુધી મળ્યું નથી. પંડિત નહેરુ સાહિત્યકાર પણ છે. નહેરુ કરતાં રાજકીય રીતે



સ્ટેશન આગળ જણાય છે. નહેરુ રાજકીય ક્ષેત્રે આદર્શથી ઘડાયેલ છે. જો નહેરુ રાજકારણમાં ન પડ્યા હોત તો જરૂર તે અગ્રગણ્ય લેખક બની શક્યા હોત. પંડિત નહેરુ જેલમાં વધુ રહ્યા હોત તો આપણે તેમની પાસેથી વધુ સાહિત્ય મેળવી શક્યા હોત.

સાહિત્યનું સાચું મૂલ્ય બહુ ઓછા મનુષ્ય આંકી શકે છે. વિદ્યાર્થીઓ જો પોતાને માટે સારાં પુસ્તકો શોધી ન શકે તો વડીલની સલાહ લઈ સારાં પુસ્તકો વાંચે. તેમની વાંચનની રસવૃત્તિ ઉમદા હોવી જોઈએ. હમણાં ચાલુ જીવનમાં તો આપણે કાનને ગમે તેવું તથા શબ્દોની ભભકવાળું જ ચલચિત્રનું સંગીત સાંભળીએ છીએ. તે સંગીત મુખ્યત્વે ઉચ્ચ પ્રકારનું નથી; પરંતુ હૃદયને ડગમગાવે તેવું છે જ્યારે શુદ્ધ કાવ્યમાં હંમેશ નવીનતા જ હોય છે.

જે કાવ્યની અંદર શબ્દનું સ્થાન ફેરવી શકાય એટલે અંશે તે કાવ્ય નબળું ગણાય. શુદ્ધ કવિતાની પ્રેરણા તો કવિના હૃદયમાંથી બારણાં ઠોકીને બહાર આવે છે.

કાવ્યના અધ્યયન માટે તે કાવ્યને સાતવાર બરાબર સમજપૂર્વક વાંચી જાવ. કવિતાની અંદર સૌંદર્ય રહેલું છે. 'વીરની વિદાય' કાવ્યમાં વીરત્વની ભાવના રહેલી છે. કવિ સઘળુંયે કહી દે તો તે કવિ ન કહેવાય. કવિતા ભલે દરેક ન લખે પરંતુ કાવ્યમય હૃદય તો ઘણાંનાં હશે. કાવ્યમા શબ્દની સુંદર ગોઠવણી તેમ જ વિચાર હોવાં જોઈએ. સારી રીતે શીખેલ કાવ્ય ભવિષ્યમાં જરૂર આનંદ આપશે.

વિદ્યાર્થીએ તો પોતાનું વાંચેલું વાગોળવાનું હોય છે. વાંચેલી વાત મોટા મગજમાંથી નાના મગજમાં જતી રહે છે અને પછી નવરાશને સમયે ફરી વિચારાય છે. રસદૃષ્ટિ રાખી વાંચવું હોય તો પાત્રોનો વિકાસ, પ્રસંગની ગૂંથણી વગેરે જોવું જરૂરનું છે. આનંદ માટે જ સાહિત્ય છે એ માનવું ખોટું છે. અલબત્ત, સાત્વિક આનંદ જરૂર સાહિત્યમાં રહેલ છે. સાહિત્યના પ્રેમીને ભલે દુઃખ થતું હોય, લાગણી દુભાતી હોય છતાંયે તેને રડવું ગમે છે. દુઃખ પાછળ એક જાતનો અપૂર્વ આનંદ છૂપાયેલો છે અને એ આનંદ વર્ણવી શકાતો નથી, માત્ર અનુભવાય જ છે.



# સાહિત્યના અભ્યાસ અંગે બે બોલ

( શ્રી રમણભાઈ વકીલ )

આજના મોટાભાગના વિદ્યાર્થીઓ સાહિત્યની બહુ આવશ્યકતા નથી જોતા પણ ે તેમાં ખરેખરો રસ છે તેને તે શુષ્ક નહીં લાગે. ઘણીવાર તમારે વાંચવું પડે છે તેથી ટલું જ સાહિત્ય વાંચો છો. પણ આપણે અભ્યાસ શા માટે કરીએ છીએ તે કદી વિચાર્યું ? એક હેતુ તો આનંદ મેળવવાનો છે, જો કે આનંદ કેમ મળે છે, કેવી રીતે મળે છે તે ાક ગહન પ્રશ્ન છે. ધારો કે તમે એક વાર્તા વાંચી. તે તમને ગમી. શા માટે ગમી ? ભ્યાસનો બીજો હેતુ આપણા જ્ઞાનમાં વધારો કરવાનો છે. જૂનું સાહિત્ય વાંચવાથી આપણે . સમયના સમાજનો અભ્યાસ કરી શકીએ છીએ. કોઈ પણ જમાનાનો સંસ્કાર વારસો ાપવા માટે તે સમયનું સાહિત્ય એ ઉત્તમ સાધન છે.

આજના જમાનામાં વાંચનનું ધોરણ સંતોષકારક નથી. ગુણ અને પ્રમાણ બન્નેની :ષ્ટિએ આજે આનંદ માટે જે સાચી દૃષ્ટિ જોઈએ તે આપણી પાસે નથી. બહુ જ ક્ષુલ્લક વસ્તુઓમાંથી આનંદ મેળવતા આપણે થઈ ગયા છીએ. સાત્વિક આનંદ આપે તેવી વસ્તુઓ વાંચવી જોઈએ. બીજી બાજુ કેટલા કલાક વાંચ્યું કે કેટલાં પુસ્તકો વાંચ્યાં તે બહુ મહત્ત્વનું નથી. વાંચવાની રીત તેના કરતાં વધુ મહત્ત્વની છે. વાંચ્યા પછી વિચારવું જોઈએ. વળી સાહિત્યકૃતિ વાંચતી વખતે લેખકના જીવન અને તેના સમયનો પણ ખ્યાલ રાખવો જોઈએ. એ ખ્યાલ નહીં રાખો તો તમે કૃતિને બરાબર ન્યાય નહીં આપી શકો.

ઉદાહરણ તરીકે કવિ કાન્તના કાવ્યોમાં ખ્રિસ્તી ધર્મના ચિંતનનું પ્રતિબિંબ પડે છે. તમે તેમનું જીવન ન જાણતા હો તો તમે એ અસરને બરાબર સમજી નહીં શકો. બ. ક. ઠાકોરનો અભ્યાસ માત્ર મન કરાવાથી જ થાય. સંગીતનાં આંદોલનો વગેરે તેમાં બરાબર ન સમજાય. તેમનો સંગીત પ્રત્યે એવો પ્રેમ કે તેમાં સંગીત જ ન મળે ! તેમની કવિતામાં માત્ર બુદ્ધિ જ છે. તેથી જ તે મારી દૃષ્ટિએ સફળ કવિ નથી. બીજી બાજુ 'લલિત'માં માત્ર સંગીત જ દેખાય. તેમનાં ઘણાં કાવ્યો તો સમજાય જ નહીં. આથી તેમને પણ ઉચ્ચ કોટિના કવિ નથી ગણતો.

ગુજરાતના લેખકોમાં મુનશી ઉત્તમ લેખક છે. મારી સાથે કેટલાક સંમત ન થાય; પણ હું જે કહું છું તે ઘણા અનુભવ પછી કહું છું. બાકી ગુજરાતીમાં ખરેખરો મહાન કવિ તો એક નાનાલાલ છે. અત્યારના કવિઓમાં ઉમાશંકર પણ મારા માનીતા છે.

કવિ કે લેખક દ્રષ્ટા છે. જેની દૃષ્ટિ ત્રણે કાળને ભેદી શકે તે દ્રષ્ટા. જીવનની સામાન્ય બાબતો જ માત્ર રજૂ કરે તે ઉચ્ચકક્ષાના લેખક નથી. જે વેધક દૃષ્ટિ મુનશીમાં છે તે રમણલાલમાં



નથી. જીવનની અસામાન્ય બાજુ અસામાન્ય રીતે રજૂ કરી શકે તે ઉત્કૃષ્ટ સાહિત્યકાર. મીરાં અને નરસિંહનાં કાવ્યો આજે ય વંચાય છે. જે વસ્તુ સમયમાંથી પસાર થઈને જીવતી રહે તે ઉત્તમ; કારણ કહ્યું છે કે 'Time is the best critic.' મને લાગે છે કે મુનશી આ દૃષ્ટિએ રમણલાલ કરતાં કે કલાપી કરતાં નાનાલાલ વધુ જીવશે. કલાપી તો પોતાની જાતને વ્યક્તને કાવ્યમાં પણ ભૂલી ક્યાંય નથી જતા. કલાપીની કવિતા એટલે નિઃશ્વાસની કવિતા. એમાંય છંદના ચોકઠામાં શબ્દો ખૂટે ત્યારે કલાપી હા, અરે, ઓ વગેરે શબ્દો વાપરે છે. આથી તેનાં કાવ્યો પ્રથમ કક્ષામાં ન આવે, કારણ Poetry means the best words in the best order. શબ્દની રચનામાં ફેરફાર કરવાથી ભાવ ન બદલાય તો કવિતા શિથિલ છે એમ જાણવું.

નિવેદિકા
ચંદના મર્ચંટ



# ચાલો ભજવીએ

काव्येषु नाटकम् रम्यम् ।



(સુપ્રસિદ્ધ કવિ-નાટ્યકાર ચંદ્રવદન મહેતા સાથેનો અમારો સંબંધ તો સંસ્થાના આદિ કાળથી છે; એટલે કાવ્ય, નાટક ઇત્યાદિ વિષે વિદ્યાર્થીઓને એમની પાસેથી અવારનવાર ઘણું જાણવાનું અને શીખવાનું પણ પ્રાપ્ત થતું રહ્યું છે. નાટક વિષે અભ્યાસપૂર્ણ છતાં રસિક અને પ્રેરક બાનીમાં આપેલા વાર્તાલાપની વિદ્યાર્થીઓએ જ લીધેલી આ નોંધ છે.)

જીવન એક નાટક છે ને પૃથ્વી રંગમંચ છે. આપણે સૌ પાત્રો છીએ. આ નાટકમાં પણ શીળી છાંય અને મધ્યાહ્નનો તાપ આવે છે. આ જીવનમાંથી થોડીક પળ માટે શમણાંસર્યાં પરીઓના દેશમાં જવાની માનવીની મનોરંજનની ભૂખ વર્ષોથી નાટક સંતોષતું આવ્યું છે. આજે પણ નાટકો ભજવાય છે. કેટલે અંશે સફળ એ તો કોણ જાણે !

"કમાલ" "વાહવાહ!" "અતિ સુંદર" આદિ ઉદ્ગારો ઘણી યે વાર પ્રેક્ષકો નાટ્યશાળામાંથી બહાર નીકળતાં કાઢતા હોય છે. કદિક એવા ઉદ્ગારો પણ સંભળાય છે. "તદ્દન દમ વગરનું" "પૈસા પડી ગયા." આમ નાટકનું સાફલ્ય મહત્ત્વનું છે. એનો આધાર નાટકની સર્વાંગસુંદર રજૂઆત, ઉત્કૃષ્ટ અભિનય અને નાટ્યકૃતિ ઉપર રહેલો છે. એમાંયે નાટ્યકૃતિ અગ્રભાગ ભજવે છે; આથી કોઈ પણ નાટ્યસંસ્થા સુંદર નાટ્યકૃતિ મેળવવાને આતુર હોય છે. આ કૃતિની પસંદગી દિગ્દર્શકના હાથમાં હોય છે. વસ્તુમાં રહેલાં હાર્દ, વેગ અને લોકપ્રિયતા ઉપર વિચાર કરવો અગત્યનો છે. એ માટે કૃતિ પસંદ કરતાં પહેલાં અમુક મુદ્દા ધ્યાનમાં રાખવાની જરૂર રહે છે. એ મુદ્દા તે નાટ્ય, પાત્રાલેખન, પ્રસંગનિરૂપણ, સંઘર્ષ, સન્નિવેશરચના અને પૂર્ણાહુતિ.

સૌ પ્રથમ દિગ્દર્શક નાટ્યવસ્તુ ઉપર વિચારે છે, જેના ઉપર આખા નાટ્યનું મંડાણ હોય છે. વસ્તુ એવી પસંદ કરવી જોઈએ કે જ્યારે ભજવાય પણ રસપ્રદ અને લોકપ્રિય બની રહે. કેટલાંક નાટકો એવાં હોય છે કે જે આજના જ યુગને અનુલક્ષીને લખાએલાં હોય છે જ્યારે કેટલાંક, ભૂતકાળના પ્રશ્નોની છણાવટ કરતાં હોય છે. વસ્તુનો નિર્દેશ એવો જોઈએ કે માનવીને પોતાની ભૂલો સમજાય, જનતાને માર્ગસૂચક બને અને

# મારા દાદાજી

"આ વાઘને કરુણગાન વિશેષ ભાવે."



આ ઉક્તિના કર્તા પૂજ્ય નરસિંહરાવ દિવેટિયા - અમારા નન્નુકાકા - ના જીવનવાદ્યે ખરે જ કરુણ સૂરો જ આલેખ્યા છે. પરંતુ એ જ કરુણતાએ તેમને કીર્તિના ઉચ્ચતમ શિખરે સ્થાન આપ્યું. જેમ જેમ વિધિના ક્રૂરતર ઘા પડતા ગયા તેમ તેમ એમનું મનુષ્યત્વ વિકાસ પામતું ગયું. દુ:ખથી કેટલાક મનુષ્યો કંચન બને છે - કેટલાક કથીર. નન્નુકાકાને જેમ જેમ દુ:ખ પડતું ગયું તેમ તેમ તેમનામાં રહેલા ઉચ્ચગુણો વિકાસ પામતા ગયા. પ્રત્યેક મનુષ્યમાં રહેલો પ્રભુતાનો અંશ તે દુ:ખની પરંપરાએ સ્પષ્ટતર રૂપમાં બહાર નીકળી આવ્યો.

સાક્ષરવર નરસિંહરાવનું એક સાહિત્યકાર તરીકેનું અધ્યયન એમના જીવન પ્રત્યે એક દૃષ્ટિ નાખ્યા વગર શક્ય નથી. પિતા ભોળાનાથભાઈના, બાલ્યાવસ્થાથી જ બુદ્ધિશાળી પુત્ર નન્નુકાકાના પ્રિય વિષયો ગણિત અને સંસ્કૃત હતા. કૉલેજના ઉચ્ચ શિક્ષણમાં તેમના સંસ્કૃતના શોખને લીધે તેઓ ઘણા આગળ આવી શક્યા અને તેમણે "ભાઉ દાજી પારિતોષિક" મેળવ્યું. સાહિત્યશોખના બીજાંકુરો પણ અહીં, સંસ્કૃત અને અંગ્રેજી સાહિત્યની છાયા તળે જ ફૂટી નીકળ્યા - વિકાસ પામ્યા.

કુટુંબના વાતાવરણના પ્રબળ પ્રભાવથી તેમની ધાર્મિક ભાવના ખ્રિસ્તીધર્મને મળતી હતી. બંગાળના બ્રહ્મસમાજની સ્થાપના ગુજરાતમાં પ્રાર્થનાસમાજને નામે એ કુટુંબને હાથે થઈ હતી. અમૂર્ત ઈશ્વરની ઉપાસના કરવી, ભક્તિ એ જ ધર્મ છે અને એનાથી જ ઈશ્વર પ્રસન્ન થઈ આત્માનું ઐહિક તેમજ આમુષ્મિક કલ્યાણ કરે એમ તેઓ માનતા. મૂર્તિપૂજા, કર્મફળ, પુનર્જન્મ તથા ઈશ્વરના મનુષ્યઅવતારોના તે વિરોધી હતા.

આમ શ્રદ્ધાળુહૃદય તથા સાહિત્યશોખના ભાથા સાથે તેમણે નોકરી નિમિત્તે અમદાવાદ છોડ્યું ત્યારથી વસાતા જતા કૌટુંબિક સંબંધોને તેમના પિતાના અવસાને મૂળમાંથી જ ઉચ્છેદી નાખ્યા.



તેમના સ્વભાવની ચોકસાઈ, વ્યવસ્થિતતા, ન્યાયપ્રિયતા, નિખાલસતા સાહિત્યપ્રિયતાએ પૂજ્ય ગાંધીજી, શ્રી બળવંતરાયભાઈ, શ્રી ધ્રુવસાહેબ, શ્રી ધનુલ ડૉ. ખાંડવાળા આદિના પ્રિય મિત્ર તથા શ્રી બેટાઈ, શ્રી ચંદ્રવદન મહેતા, શ્રી ઉમાશંકર આદિના માનનીય ગુરુ બનાવ્યા હતા. એમ કહેવાય છે કે મહાત્માજી તેમને વડીલ ત માન આપતા અને નન્નુકાકા તેમને ધર્મવૃદ્ધ તરીકે વંદનીય ગણતા.

ઈ. સ. ૧૮૭૨માં તેમનાં પ્રથમ લગ્ન થયાં પરંતુ પ્રથમવારનાં પત્ની એક સંતાન કુમારભાઈને મૂકીને ગુજરી જતાં તેમણે સુશીલાકાકી સાથે લગ્ન કર્યાં અને ઊર્મિ બહેન, નલિનકાંતભાઈ તથા લવંગિકાબહેનના મગરૂર પિતા બન્યા.

ઈ. સ. ૧૯૧૩માં એમનાં પુત્રી ઊર્મિલાબહેન નાનકડા પ્રેમલને મૂકી સ્વર્ગે સિધ વ્યાં. ઈ. સ. ૧૯૧૩ ના અરસામાં જ મિત્ર સમાન પુત્ર નલિનભાઈનો જીવનદીપ ઝંખવ ગયો. આ ક્રૂર આઘાતોમાં પણ દયામય પિતાએ જે ઇષ્ટ માન્યું તેને હસતે મોંએ વધા લઈ તેઓ જીવનમાં કર્તવ્યનિષ્ઠ બન્યા. આમ મૃત્યુ તથા કૌટુંબિક ઝઘડાઓએ વેરવિખે કરેલા તેમના કુટુંબના વેરાન અરણ્યમાં પ્રેમલભાઈ તથા લવંગિકાબહેન જ માત્ર તેમ મીઠી વીરડી સમાન હતાં. પરંતુ દૃઢતા અને શ્રદ્ધા દાખવી રહેલ જીવનવીર ભક્તની કસા હજુ અધૂરી હતી.

કાળક્રમે પહેલાં લવંગિકાબહેન અને પછી જીવનનો સર્વ રસ જેમાં કેન્દ્રસ્થ કર્ હતો તેવા પ્રેમલભાઈ સ્વધામ સિધાવી ગયાં. છતાં એ વિરલ દંપતીએ જાણે કશું દુઃખ ન આવ્યું નથી તે પ્રમાણેની સ્વાભાવિક શાંતિ ધારણ કરી. એ શાંતિમાં મૃત્યુ કે મૃત્યુ પામે પ્રત્યે ઉદાસીનતા કે વિસ્મરણવૃત્તિ નહોતી કે ન હતી ભીતિની વૃત્તિ. પ્રભુના ચરણમ પોતાનું સર્વસ્વ અર્પીને તેમની કને માત્ર શાંતિ માગતા કોઈ જનકવિદેહી જેવા નરસિંહરા પોતાના સંયમથી સહુને આશ્ચર્યચકિત કરતા. પરંતુ જીવનદીપમાંથી તેલ ખૂટતું ચાલ્યું વર્ષો સુધીનું યુદ્ધ વિરમી ગયું. આટઆટલાં મિત્રોને, બાળકોને, સ્નેહીઓને વિદાય આપત જેણે પોતાનું સ્વાસ્થ્ય ગુમાવ્યું નહોતું તે નન્નુકાકાએ સુશીલાકાકીના જતાં હિંમત ખો દીધી. અજિત, વિરાટ, શક્તિશાળી યોદ્ધાએ હાર કબૂલી અને સંયમરૂપી શસ્ત્રોનો ત્યાગ કર્યો. તેમણે કહ્યું,

"માત્ર જીવી રહ્યો છું મહાશાન્તિની એક આશે." અને ૧૯૩૭ની ૧૪મી જાન્યુ-આરીએ મકરસંક્રાન્તિના પવિત્ર દિવસે ગુજરાતનો એ લાડીલો મહાન વિદ્વાન

"શ્યામ રજનીમાં ચાલ્યો,
માર્ગ જ્યોતિ અનુપનો ઝાલ્યો."



હવે આ ભવ્ય જીવનનું સર્જન આપણે જોઈએ. સૌ પ્રથમ આપણે મુરબ્બ
નરસિંહરાવને એક કવિ તરીકે લઈએ તો નિ:સંકોચ કહી શકીએ કે અર્વાચીન કવિતા
જે લાલિત્યભર વિકાસ જોઈને આપણે રાચીએ છીએ તેને પ્રથમ આકાર કરવાનું માન
તેમને જ ફાળે જાય છે. કવિ તરીકેની તેમની સૌથી વધુ ધ્યાન ખેંચે એવી વિશિષ્ટતા
પ્રકૃતિકવિ તરીકેની. આપણી પ્રાચીન કવિતામાં બહુ બહુ તો વન કે જંગલનું વર્ણન આવ
અને તે પણ પાંચપચાસ વૃક્ષોની યાદીરૂપે. પ્રકૃતિને પ્રકૃતિ લેખે જ નિહાળી, તેના સૌંદર્યથ
મુગ્ધ અને ઉલ્લાસિત બની, તેને સુભગ સુષ્ઠુ વાણીમાં, કાવ્યમાં આલેખવી અને તેનું રહસ
શોધવા મથવું એ આપણા કવિઓને અપરિચિત મનોવ્યાપાર પ્રત્યે પ્રથમ નરસિંહરા
ધ્યાન દોર્યું. તેમણે ભાવસંચલનને કવિતાનું ઉત્પત્તિકરણ માન્યું છે. ભાવસંચલન ઉપરાં
કલ્પના અને બુદ્ધિને પણ કાવ્યના ઘટક અંશો તેમણે ગણાવ્યા છે. તેમની પ્રખ્યાત
કાવ્યકૃતિઓમાં "કુસુમમાળા", "સ્મરણસંહિતા", "હૃદયવીણા" તથા "નૂપુરઝંકાર" ને
સમાવેશ થાય છે. ટૂંકમાં નરસિંહરાવનો ગુજરાતી કવિતામાં ફાળો એટલે "जन्मना
जायते शूद्रः" જેવી નર્મદયુગની કવિતાને દ્વિજ બનાવવાનો ઉપનયનનો સંસ્કારવિધિ.

હવે પૂજ્ય નન્નુકાકાને એક પ્રખ્યાત ગદ્યકાર તરીકે લઈએ. કવિ ઉમાશંકર
જોષી કહે છે,

"પણ ગુર્જરી જો ઋતંભરા બની, તો તે ગાંધીને મુખે,
કદી આજ ચિરંજીવા ગિરા થઈ, તો તે નરસિંહરાવથી."

નરસિંહરાવની સાહિત્યસેવામાં પ્રધાનપણે તો કવિતા જ ગણાય છે; છતાં લગભગ
અર્ધશતાબ્દિ સુધી અવિરત ચાલી રહેલી એ સાહિત્યસરિતાનું ગદ્યપૂર પણ વિપુલ છે.
એમાં નન્નુકાકા સભાન ગદ્યકાર નથી બનતા, પણ ત્યાં એમનાં ચિંતનમનનનો ગદ્યરૂપે
આવિષ્કાર થાય છે.

સર્જનાત્મક ગદ્યકાર કરતાં એ મુખ્યત્વે સંગીન, ચિંતનશીલ પંડિત હતા.
આથી જ સ્વાભાવિકતા એ તેમના ગદ્યનું મુખ્ય લક્ષણ બની રહે છે. આપણા સાહિત્યને
પાશ્ચાત્ય સાહિત્યની ઉચ્ચ કક્ષાએ પહોંચાડવાના ઉચ્ચ હેતુથી, આપણા સાહિત્યમાં જે
કાંઈ સુંદર અને કાલક્ષમ હતું તેને ઉત્તેજન આપી, આગળ લાવવાનો પ્રયત્ન કરી, અને તેમાં
જે ભાષાની કે વિચારની ક્ષતિઓ હતી તે નિર્દેશી તેને ભવિષ્યના સાહિત્યમાંથી નિવારવા
પ્રયત્ન કરવાની વિવેચનાત્મક, ભાષાશાસ્ત્રવિષયક અને ચર્ચાત્મક પ્રવૃત્તિમાંથી તેમનું
ગદ્યાત્મક સર્જન થએલું છે.

તેમની સુંદર ગદ્યકૃતિઓમાં "મનોમુકુર", "સ્મરણમુકુર" તથા "વિવર્તલીલા" નો
સમાવેશ થાય છે. સંસ્કારમૂર્તિ, દૃઢ, શ્રદ્ધાળુ અને વિદ્વાન નન્નુકાકાની જીવનદૃષ્ટિ,
એમના આત્માનું ઊંડાણ, એમનો મતાગ્રહ, જ્ઞાનપિપાસા હોવા છતાં બાલિશ શ્રદ્ધા,



નિખાલસતા અને સ્વભાવની તેમ જ સાહિત્યની વિશિષ્ટતાઓનું સ્પષ્ટ અને સુરેખ પ્રતિબિંબ 'વિવર્તલીલા'માં છે. ટૂંકમાં પૂજ્ય નન્નુકાકાની ગદ્યશૈલી શિષ્ટ, સરળ, વેગવગરની, સંસ્કારસંપન્ન અને ગંભીર કહી શકાય. સાહિત્યશુદ્ધિની ભાવનાથી પ્રેરાઈને નરસિંહરાવ વિવેચનાત્મક લેખો લખવા ઉઘુક્ત થયા હતા. વિવેચનમાં તેમનો અગત્યનો ફાળો એટલે પ્રેમાનંદનાં નાટકો, નાનાલાલનાં અપદ્યાગદ્ય અને ગીતિના (lyrics) સ્વરૂપની ચર્ચા. આ ચર્ચાને લીધે સાહિત્યમાં અતંત્રતા આવતી અટકી અને કેટલાક ઊગતા લેખકો તેમના જેવા પ્રોત્સાહનથી આગળ વધ્યા. તેમનું રુચિતંત્ર ગમે તેટલું જૂનવાણી હોય, તેમના કેટલાક પૂર્વાગ્રહ સજ્જડ હોય કે પોતાનાં મંતવ્યોને ફરી તપાસતાં કે તેની વિરુદ્ધ જાય એવું કાંઈ પણ સ્વીકારતાં ઘણી મુશ્કેલી પડતી હોય તો પણ એમના જેવા સમર્થ, સત્યવાદી, સાફ હૃદયના અને પ્રતિપક્ષીને પણ ન્યાય આપનાર વિવેચક અત્યંત આવશ્યક હતા તેની કોણ ના પાડી શકશે? શ્રી મનસુખલાલ ઝવેરીએ કહ્યું છે કે "આપણી અર્વાચીન વિવેચનશકુન્તલાનો વિશ્વામિત્ર જો નર્મદ બન્યો તો કણ્વ બન્યા નરસિંહરાવ."

કિન્તુ નરસિંહરાવને વિવેચના કરતાં પણ ચિરકાલીન યશદા થઈ પડ્યું તે ભાષાશાસ્ત્રનું ક્ષેત્ર. તેમના ભાષાવિષયક અન્વેષણમાં તેમની વિવૃત, અર્ધવિવૃત અને સંવૃત "એ" "ઓ" ની ચર્ચા મહત્ત્વનું સ્થાન લે છે. વિવેચનના સાહિત્યપ્રકારમાં ગુજરાતના વિદ્વાનોમાં તેમનું સ્થાન અત્યંત મહત્ત્વનું ગણાય.

નરસિંહરાવના ગુજરાતી પુરોગામીઓએ આ વિષયમાં ઠીક ઠીક જહેમત ઉઠાવી છતાં ગુજરાતને શાસ્ત્રીય પદ્ધતિએ તુલનાત્મક અભ્યાસ કરનાર, તદ્વિદોમાં પ્રમાણભૂત મનાય તેવાં મંતવ્યો રજૂ કરનાર અને પારંગત ભાષાશાસ્ત્રી તો સાક્ષર નરસિંહરાવમાંજ મળે છે.

વડીલ નરસિંહરાવે કરેલી સાહિત્યની સેવા, તેની શુદ્ધિ અને ઉન્નતિ માટેની સતત જાગૃતિ, તેને પ્રગતિમાન અને વિકસિત કરવામાં તેમણે આપેલો ફાળો, એ સર્વ માટે ગુજરાત તેમનું સદાય ઋણી છે. સમગ્ર સાહિત્યના ક્ષેત્રમાં તેમણે જે કાંઈ આપ્યું છે તે અનન્ય છે. બાકી તેમણે તો ગુજરાત પાસે માન કે પ્રશંસાની અપેક્ષા ક્યાં રાખી જ છે તેમણે તો ક્યારનુંયે કહી દીધું છે,

## પરાયું ધન

(अर्थो हि कन्या परकीय एव।)

એ નાની વયની બાળકી,
જે એની માની લાડકી.
એની આંખોમાં અમી ભર્યું,
એના અંગે કામ કદી ન કર્યું.
કોમળ હાથ અને પગ જેના,
કેશ મનોહર કાળા એના.
એ તો આજે થઈ ગઈ મોટી,
સાસરિયે જાવાની ખોટી.
આંખોના અમીને બદલે તો,
આજ આંસુડાં છલકે છે! જો.
માતતાતથી અળગી થાવા,
લગ્નજીવનનાં ગીતડાં ગાવા.
આજે ઉત્સુક નથી-નથી તે,
મળવા પતિને પ્રેમીજન જે.
શૈશવના એ સ્મરે પ્રસંગો,
દીવાળી હોળીના રંગો.
સુખનાં મીઠાં સ્મરણાં મૂકી,
ઘર છોડતાં થતી એ દુઃખી.
પણ જાવું તો પડશે તેને,
સંસાર જ આધારે એને.
અમર કવિનું અમર વચન,
કન્યા છે જ પરાયું ધન.

ધીરેન પટેલ

—:❀:—

# મારા દાદાજી



આજથી સો વર્ષ પહેલાં ગુજરાતની અને ગુજરાતી સાહિત્યની સ્થિતિ અત્યારે છે તે કરતાં એટલી જુદી હતી કે તેનો ખ્યાલ આવવો પણ મુશ્કેલ છે. સમાજમાં સામાન્ય પ્રજામાંથી વ્યવસ્થાના અભાવને લીધે કેળવણી, જ્ઞાનનો પ્રચાર અને ભાષા તરફના પ્રેમ જેવું લગભગ નાબુદ થઈ ગયું હતું. ઉપલા વર્ગમાં વિદ્યાનો ફેલાવો હતો પણ તે મોટે ભાગે આપણી ભાષાઓ કરતાં પહેલાં ફારસી, અરબી ને પાછળથી અંગ્રેજીનો હતો.

અંગ્રેજી રાજ્ય થયા પછી શાંતિ ને વ્યવસ્થા સ્થપાયાં અને કેળવણી રીતસર અપાવા માંડી. છતાં પણ આપણા સાહિત્ય તરફ લોકોની બેદરકારી ચાલુ જ હતી. એ જમાનામાં મોટા મોટા અંગ્રેજ અમલદારો પોતાના શોખની ખાતર આપણા સાહિત્યનો અભ્યાસ કરતા અને પરદેશીઓએ જ આપણા ઘણા નાશ પામતા ગ્રંથોને સંશોધન કરી પ્રસિદ્ધિમાં મૂકયા હતા. આ રીતે થોડોઘણો પણ આપણા સાહિત્યનો પ્રવાહ વહેતો થયો તેનો યશ કેટલેક અંશે આવા વિદ્યાપ્રેમી પરદેશીઓને મળવો જોઈએ.

આવી પરિસ્થિતિમાં દલપત અને નર્મદ પછીના ગુજરાતી સાહિત્યના કેટલાક મોટા લેખકો અને અભ્યાસીઓ જન્મ્યા. એમનામાં વિદ્વત્તા, ઝીણવટ ને વિદ્યાનો ઊંડો પ્રેમ હતો. ખાસ કરીને તો પોતાના દેશ અને પોતાના સાહિત્ય માટે એમને ખૂબ ઊંડી લાગણી હતી. એ બધાની ઊંડી વિદ્વત્તાને લીધે એમના જમાનાને કેટલાક 'સાક્ષરયુગ' કહે છે. જો કે વધારે યોગ્ય નામ 'ગોવર્ધનયુગ' છે. ગોવર્ધનરામ ત્રિપાઠી એ યુગના મુખ્ય હતા અને બીજા મહત્ત્વના સાહિત્યકારો મણિલાલ દ્વિવેદી, નરસિંહરાવ દિવેટિયા, રમણભાઈ નીલકંઠ, બળવંતરાય ઠાકોર, આનંદશંકર ધ્રુવ અને કેશવલાલ ધ્રુવને ગણી શકાય.

કેશવલાલ ધ્રુવ તે મારા દાદાજી. તેમના પિતા હર્ષદરાય ઊંચા, ઉગ્ર સ્વભાવના છતાં મોટે ભાગે શાંત અને ધાર્મિક વૃત્તિના હતા. તેમનું મૂળ વતન ગોધરા છોડીને તેઓ અમદાવાદ આવ્યા. આગળ વધીને તેઓ દસક્રોઈ અથવા દશક્રોશીના મામલતદાર થયા ત્યારે પણ તેમના વહીવટમાં નમ્રતા, દયા અને નીતિપરાયણતા હતાં. એમણે એમના બે પુત્રો હરિલાલ અને કેશવલાલને સારી કેળવણી અને એક રહેવાનું ઘર આપી પોતાની



બાકીની સંપત્તિ ધર્માદા કરી દીધી. આ ઉપરથી તેમના ચારિત્ર્યનો વારસો કેવો હશે તેનો કાંઈક ખ્યાલ આવી શકે છે.

મારા દાદાજી કેશવલાલ ધ્રુવનો જન્મ ૧૭ મી ઑક્ટોબર ૧૮૫૯ ને દિવસે તેમના મોસાળમાં ગામડામાં થયો હતો. તેમના વિદ્યાભ્યાસની શરૂઆત ગામઠી નિશાળમાં થઈ હતી. હાઈસ્કુલમાં કવિ દલપતરામ તેમના શિક્ષક હતા. તેમના સંસર્ગથી એમને ગુજરાતી કવિતા અને પિંગળ પ્રત્યે રુચિ થઈ હતી. મોટાભાઈ હરિલાલ પણ કવિ, વિદ્વાન, સાહિત્ય-રસિક અને જાહેર જીવનમાં ભાગ લેનારા હતા. તેમની અનેકદેશીય પ્રવૃત્તિઓની અસર પણ ઘણી હતી.

એ સમયે સ્વામી દયાનંદ અમદાવાદ આવ્યા. તેમનાં વ્યાખ્યાનોથી દાદાજી પર દેશભક્તિની અને ધર્મ બાબતમાં નવા વિચારોની કાયમી અસર થઈ.

મૅટ્રિક પાસ થયા પછી મુંબઈની એલ્ફિન્સ્ટન કૉલેજમાં તેઓ જોડાયા. કૉલેજમાં વિદ્વાન ડૉ. ભાંડારકરની દાદાજી પર પ્રીતિ હતી અને તેમને લીધે સંસ્કૃત પર તેમની આસક્તિ વધી. ગ્રેજ્યુએટ થઈને દાદાજીએ અમદાવાદમાં નોકરી લીધી. ત્યારથી જ તેમની સાહિત્યની નાની નાની પ્રવૃત્તિની શરૂઆત થાય છે. એને પરિણામે સાત વર્ષ પછી તેમનું પહેલું પુસ્તક પ્રસિદ્ધ થયું. ઈ. સ. ૧૮૯૫માં દાદાજી કચ્છના રાજકુમારના શિક્ષક હતા, ત્યારે તેમનાં પ્રથમ પત્ની તથા મોટાભાઈનું અવસાન થયું. ઉદ્વેગ પામેલા ચિત્તને તેમણે સાહિત્યના અભ્યાસમાં પરોવ્યું અને કચ્છમાં રહ્યા તે દરમ્યાન સંસ્કૃત તથા ગુજરાતી સાહિત્યનો ઘણો ભાગ તેમણે વાંચી કાઢ્યો. 'મુદ્રારાક્ષસ' પછી 'ગીતગોવિંદ' અને 'અમરુશતક' નાં ભાષાંતરો તેમણે બહાર પાડ્યાં, તેમ જ સંસ્કૃત મુદ્રારાક્ષસનું સંશોધન કરી પ્રસિદ્ધ કર્યું. ૧૯૦૨ માં એમ. એ. ની પરીક્ષામાં ગુજરાતી ભાષા દાખલ થઈ તે વખતે પહેલા પરીક્ષકો ગોવર્ધનરામ અને કેશવલાલ નિમાયા. ગુજરાતી સાહિત્યપરિષદની પહેલી બેઠકના પ્રમુખ ગોવર્ધનરામ ને બીજી પરિષદનું પ્રમુખસ્થાન કેશવલાલને આપવામાં આવ્યું.

૧૯૨૦ થી છેવટ સુધી તેઓ 'ગુજરાત વર્નાક્યુલર સોસાયટી' (હાલનું નામ – 'ગુજરાત વિદ્યાસભા') ના પ્રમુખ હતા. કેળવણી તથા સાહિત્યના ક્ષેત્રમાં તેમણે કરેલી અનેકવિધ સેવાઓ તેમ જ વિદ્વત્તા ધ્યાનમાં લઈ સરકારે તેમને પહેલાં 'રાવબહાદુર' અને પછી 'દીવાનબહાદુર' નો ઇલકાબ આપ્યો. ગુજરાતી ભાષામાં કોઈ આધારભૂત કોશ ન હોવાથી શાસ્ત્રીય પદ્ધતિએ કોશ તૈયાર કરવાનું એમણે માથે લીધું. અને નમૂનાના ત્રણ અક્ષર પૂરા કર્યા પછી સહકારના અભાવે એકલે હાથે કામ ન થઈ શકવાથી પડતું મૂકવું પડ્યું, પરન્તુ વિદ્યાપીઠના તથા બીજા કોશ તૈયાર કરનારને તેમનો પ્રયત્ન માર્ગદર્શક થઈ પડ્યો. એકંદરે તેમણે બે કાવ્યગ્રંથો; સાત નાટકો, પદ્યશાસ્ત્ર વિષે એક આધારભૂત



વિવેચનગ્રંથ, ચાર સંપાદનો અને પ્રકીર્ણ લખાણુનાં બે પુસ્તક ઉપરાંત બીજાં પણ લખાણો પ્રસિદ્ધ કરેલાં છે. પહેલાં એમનો વિચાર અંગ્રેજીમાં લખવાનો હતો પણ પછીથી તેમણે નિર્ણય કર્યો કે સાહિત્યસેવા ગુજરાતી દ્વારા જ કરવી. તેમને કીર્તિ મળે તેથી અંગ્રેજીમાં લખવાનો આગ્રહ કરવામાં આવ્યો હતો. તેનો જવાબ તેમણે આપ્યો કે, "હું કીર્તિ માટે નથી લખતો. મારા કાર્યમાં રસ લઈને પરદેશી વિદ્વાનો ગુજરાતી વાંચશે તો બસ છે."

કેટલાકના મત પ્રમાણે તેમની ભાષા સંસ્કૃતના ભારથી લદાયેલી છે; પણ ખરું જોતાં એમાં ઉર્દૂ, ફારસી, ઘરગથ્થુ, તળપદા શબ્દો વધારે છે. અર્થની ચોક્કસતા લાવવી તે એમનો આશય હતો. આને કારણે તેમની શૈલી પ્રતિભાશાળી ને આલંકારિક છે.

એમનાં લખાણોની સમીક્ષા કરતાં 'ઊર્મિ' ના કે. હ. ધ્રુવ વિશેષાંકમાં જણાવ્યા પ્રમાણે "અમારા અધીનમતે મુ. કેશવલાલભાઈ જ અત્યારે તો આપણા એક પૂરા આલંકારિક છે. એમની ગદ્યશૈલીનું વિશિષ્ટ લક્ષણ તે એની અલંકારિકતા. એમના કાવ્યખંડો અને ગદ્યખંડો વાંચતાં જ એક વાત ઊગી નીકળે છે કે મુ. કેશવલાલભાઈ બહુ ઊંચી કોટિના કવિ છે. એમણે ભાષાન્તરો કરવાનું પસંદ કર્યું, સ્વતંત્ર સર્જનકાર્ય પોતાનું ન બનાવ્યું."

પ્રા. વિજયરાય ક. વૈદ્યના શબ્દોમાં, "એમની વાઙ્મયસેવા...... અર્ધા શતકથી પણ અધિક સમયાવધિ પર સમુજ્જવલતાથી વિસ્તરી. એ સેવા જૂની ગુજરાતીના સંશોધન તથા સંપાદનરૂપે છે. કેટલાંક ઉત્તમ સંસ્કૃત કાવ્યો અને નાટકોમાં ભાષાન્તરરૂપે છે. એ વિષે કરેલા ભારતીય ઇતિહાસના અન્વેષણરૂપે છે. મધ્યકાલીન ગુજરાતી કવિઓના જીવનકવન અંગે થઈ છે અને પદ્યરચનાના તત્ત્વ સ્વરૂપ તથા પ્રકારો વિષેની છે. મોટાં અને નાનાં વીશેક પુસ્તકોમાં મૂર્ત થયેલી એ 'અડગ, અનન્ય અને ફલાભિસંધિરહિત કરાયેલી વાઙ્મયસેવા ગુજરાતી સાહિત્યનાં ગણ્યાંગાંઠ્યાં કીર્તિશિખરોમાંનું એક છે.'"

મુંબઈ યુનિવર્સિટી તરફથી આપેલી વ્યાખ્યાનમાળા 'પદ્યરચનાની ઐતિહાસિક આલોચના' એ નામથી પ્રસિદ્ધ થઈ. તેમાં પદ્યરચનાના વિકાસની ચર્ચા છે. કવિવર ન્હાનાલાલે કહ્યું છે તેમ, "કાળની અવધિ જેટલો એ શાસ્ત્રીય ગ્રંથમાંનો ગુલબંડાર અમુલખ છે. સોએક સૈકાઓ ભરી પથરાઈ પડેલી સાહિત્યની અમરવેલનો શાસ્ત્રીય અભ્યાસ કોઈરીતે થવો ઘટે એનો એ ગ્રંથ વિદ્વાનમંડળ સમક્ષ મુકાયેલો નમૂનો છે."

એમના સંપાદિત જૂના ગ્રંથો વિષે એમ કહી શકાય કે સંપાદનકાર્ય ઉત્તમ હોવા ઉપરાંત બીજા માટે અન્વેષણશાસ્ત્રના અનુકરણ કરવા જેવા નમૂનાએ પૂરા પાડે છે. વળી તેમાં ભાષાશાસ્ત્ર, વ્યુત્પત્તિ અને ઝીણવટભરી તપાસ દેખાઈ આવે છે.

# પંદરમી ઑગસ્ટ

પંદરમી ઑગસ્ટ! આજ છે સ્વતંત્રતાનો દિન
સ્વતંત્રતાનો દિન, અમે તો આજ થયાં સ્વાધીન.
　　આજ અમારાં બંધન તૂટ્યાં,
　　　　આઝાદીનાં કિરણ ફૂટ્યાં;
　　પરદેશીની સાંકળ તોડી,
　　　　હંકારી મુક્તિની હોડી. – સ્વતંત્રતાનો દિન
　　કદમ મિલાવી, હાથોહાથ
　　　　કરવાં છે સૌ કાર્યો સાથ;
　　જુલમ સહ્યા છે પારાવાર
　　　　ભારતના અમ રક્ષણહાર. – સ્વતંત્રતાનો દિન
　　કર્યાં અમે તો અનેક બંડો
　　　　ત્યારે ફરક્યો ત્રિરંગી ઝંડો;
　　કાયમ એ ફરકંતો રહો,
　　　　આંચ ન આવે એને અહો! – સ્વતંત્રતાનો દિન

ધીરેન પટેલ



# મારા દાદાજી

(સ્વ. દિ. બ. બળવંતરાય ક. ઠાકોર)



અમારા ઘરના દિવાનખાના પછી બે ઓરડાઓ છે. એ બન્ને ઓરડાઓમાં દાદાજીનાં પુસ્તકો ખડકાયેલાં રહેતાં. બીજા ખંડમાં દાદાજીનું મોટું ટેબલ અને એની સામે એક ખુરસી, ટેબલ પર કંઈ કેટલાંય પુસ્તકો, સામયિકો અને કોરા તેમ જ લખેલા કાગળોનો હંમેશાં ઢગલો હોય. ટેબલને એક ખૂણે ત્રણચાર જુદા જુદા રંગની પેનસિલો, ચપ્પુ, હોલ્ડરો, એકબે ફાઉન્ટનપેનો, એક શાહીનો ખડિયો અને કોરા કાગળની થપ્પી હોય. એની સહેજ નજીક ઊંચી જાતની ચિરૂટની એક લાકડાની નાનકડી પેટી, સિગારેટની બેત્રણ ખાલી તેમજ ભરેલી ડબ્બીઓ, બેત્રણ જુદા જુદા ઘાટની "પાઈપ" અને તેની પાસે તમાકુની દાબડી. ટેબલની વચ્ચોવચ કોઈ જૂની સેંકડો વર્ષ પહેલાં લખાયેલી હસ્તપ્રત હોય. એની ઉપર દાદાજીનો મોટો મેગ્નીફાઈંગ ગ્લાસ-(સૂક્ષ્મદર્શક કાચ) હોય. ટેબલની બરાબર મધ્યમાં એની સહેજ ઊંચે એક ખૂબ વધારે પાવરનો વીજળી ગોળો લગભગ ચોવીસે કલાક સળગ્યા કરતો હોય.

એ વીજળી ગોળાની નીચે મારા દાદાજી હાથમાં પેલો સૂક્ષ્મદર્શક કાચ લઈને કંઈને કંઈ હંમેશાં વાંચ્યા કરતા હોય કે લખ્યા કરતા હોય. એ ટેબલખુરશીની પાસે થોડેક દૂર એક નાનકડો હીંચકો, એની એક બાજુએ ભીંતને અઢેલીને દાદાજીનો પલંગ અને ચારે બાજુએ જ્યાં જોઈએ ત્યાં પુસ્તકોના કબાટોની હાર ને હાર. એ દરેક કબાટમાં પુસ્તકો ભરેલાં, ગોઠવેલાં હોય.

અસંખ્ય પુસ્તકોની વચમાં બેઠા બેઠા મારા દાદાજી એક ધ્યાનથી પોતાનું વાંચન-લેખન કર્યા જ કરે. એમના એ અભ્યાસખંડમાં કોઈ આવી જાય તેનીયે એમને ભાગ્યે જ ખબર પડે.

હું તો તે વખતે નાની હતી. પરંતુ આજેય મારા પૂજ્ય દાદાજીનો આખોયે દેખાવ મને બરોબર યાદ છે. ખાસ કરીને એક હાથમાં મોટો સૂક્ષ્મદર્શક કાચ અને બીજા હાથમાં ચોપડી કે ફાઉન્ટનપેન લઈને વાંચતો લખતો ધીમે સાદે ગાતો એ દેખાવ, એ ચિત્ર, તો હું ક્યારેય ભૂલી નહી શકું. મોટી સફેદ મૂછ, આછા આછા સફેદ વાળ, મોટું પ્રેમાળ અને હસતું મોઢું



વધારે પડતી સ્થૂળ કહી શકાય એવી જાજરમાન કાય મારાથી કેમ ભૂલી શકાય? દાદાજી ખુશમિજાજમાં હોય અને હું અભ્યાસખંડમાં જાઉં તો દાદાજી વાત્સલ્યભાવે મને રંગીન પેનસિલો અને કાગળ આપી ચિત્રો ચિતરાવે. પોતે સંઘરેલાં સુંદર ચિત્રો મને આપે અને તેમ કરતાં ચિત્રો સંઘરવાની અને ચીતરવાની મને પણ ટેવ પડી.

જ્યારે જ્યારે એમનું લખાણ વાંચું છું, એમના વિશેના લેખિત કે મૌખિક ઉલ્લેખો વાંચું છું કે સાંભળું છું ત્યારે મારા આનંદનો અને ગૌરવનો પાર નથી રહેતો.

મારા દાદાજીનો જન્મ ભરુચમાં ૨૩મી ઓકટોબર ૧૮૬૯માં બ્રહ્મક્ષત્રિય જ્ઞાતિમાં થયો હતો.

ભરુચ અને રાજકોટમાં એમણે પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ પૂરું કર્યું. તે સમયે રાજકોટની કાઠિયાવાડ હાઇસ્કૂલમાં વિદ્યાભ્યાસ કરતાં તેમને શ્રી મણિશંકર ભટ્ટ (કવિ કાન્ત), સર પ્રભાશંકર પટ્ટણી, કવિ કલાપી, મહાત્માજી વગેરે સાથે મૈત્રી થઈ અને તે જિંદગીભર ચાલી.

એમની સાથેનો એક પ્રસંગ મને બરાબર યાદ છે. મને ગણિત ન આવડે એટલે મારા દાદાજીએ એક વખત કહ્યું, "ગણિતમાં ગમ ન પડે તો ગભરાવાની જરૂર નથી." અને પછી એમનો અનુભવ કહ્યો. "અંગ્રેજી ત્રીજા ધોરણ—હાલના સાતમા ધોરણ—સુધી મને ગણિત આવડતું નહિ. આખી ઉનાળાની રજામાં એક શિક્ષકે સેંકડો દાખલા કરાવ્યા-સમજાવી સમજાવી પૂરો માહિતગાર બનાવ્યો અને ઇન્ટરમાં ગણિતમાં હું સારો વિદ્યાર્થી ગણાતો." તેઓ બી. એ. ની પરીક્ષામાં અંગ્રેજીમાં પહેલા આવ્યા અને એલીસ સ્કોલરશીપ મેળવી. માધવરાવ પેશ્વા ઉપર શ્રેષ્ઠ નિબંધ લખી માણેકજી લીમજી સુવર્ણચંદ્રક મેળવ્યો અને પ્રોફેસર તરીકે કરાંચી, પૂના, વડોદરા વગેરે સ્થળે કોલેજમાં કામ કર્યું.

ઇતિહાસનાં અભ્યાસી હોવા છતાં એમણે અભ્યાસ અને સતત વાંચન ને મનનથી સાહિત્યનો ઊંડો રસ કેળવ્યો. એમણે લેખક તરીકે 'સેહેની' ના તખલ્લુસથી લખવાની શરૂઆત કરી અને પાછળથી લેખક, વિવેચક અને કવિ તરીકે તેઓ ખ્યાતિ પામ્યા.

કવિતા ઉપરાંત એમણે વાર્તાઓ લખી, નાટકો લખ્યાં, નિબંધો લખ્યા અને પુષ્કળ વિવેચન લખ્યું.

દાદાજીનાં લખાણો સમજતાં શ્રમ પડે છે એ ખરું, પણ થોડા શ્રમને અંતે સમજ્યા પછી તેમનાં લખાણની અવનવી કલ્પના અને ઊંડો અર્થ ખૂબ આકર્ષક લાગે છે અને વારંવાર વાંચવાનું મન થાય છે.



દાદાજી ગુજરાતના કવિ, વિવેચક તથા મહાવિદ્વાન સાહિત્યકાર. એમણે અર્વાચીન ગુજરાતી કવિતાને ચિંતનાત્મકતાની અને અર્થગાંભીર્યની એક નવી જ દિશા, આપી. એમની પૌત્રી હોવાનું સૌભાગ્ય કેટલું વિરલ છે!

મને તો શી ખબર? પણ મારાં 'મા-પપ્પા' કહે છે તે પ્રમાણે અમારા ઘરમાં ગુજરાતના આજના અગ્રગણ્ય કવિઓ અને સાહિત્યકારોનો દરબાર ભરાતો. સૌ માનપૂર્વક અને પ્રેમપૂર્વક મારા દાદાજીને મળવા આવતા. ક્યારેક જ્યોતીન્દ્ર દવે, ઉમાશંકર જોષી, સુંદરમ્, કિસનસિંહ ચાવડા, સ્વ. પાઠકસાહેબ (રામનારાયણભાઈ) પણ અહીં આવતા. શ્રી નિરંજન ભગત અને ચુનીલાલ મડિયા જેવા ઊગતા સાહિત્યકારો પણ આવતા.

ગોવર્ધનરામ ત્રિપાઠી, મણિલાલ નભુભાઈ, શ્રી કાન્ત, નરસિંહરાવભાઈ દિવેટિયા, આચાર્ય આનંદશંકર ધ્રુવ, કવિ ન્હાનાલાલ વગેરે ગુજરાતી સાહિત્યના ધુરંધર સાહિત્યકારોમાં મારા દાદાજીનું પણ ગૌરવભર્યું સ્થાન છે. ગાંધીયુગના કવિઓને એમણે એક અનોખી શૈલી બક્ષી તે પ્રવાહી પદ્યરચનાની.

દાદાજી પત્રો પણ ઘણા લખતા અને ઘણાયના પત્રો તેમના પર આવતા. મારા દાદાજી અને આપણા સૌના પૂજ્ય બાપુજી વચ્ચે પત્રવ્યવહાર ચાલુ જ રહેતો. શાળાના મિત્રો પત્રોમાં પરસ્પર ટકોર કરતા. એક પત્રમાં દાદાજીએ ગુજરાતીમાં લખતાં લખતાં અમુક વાક્યો અંગ્રેજીમાં લખ્યાં. પૂ. બાપુજીએ ટકોર કરી કે તમારા જેવા સાક્ષરને પરભાષાનો આશરો લેવો પડે તેનું મને દુઃખ થાય છે. દાદાજીએ જવાબ આપ્યો કે ગુજરાત જેને વિદ્વાન માને છે. સાક્ષર કહે છે તેવાને પરભાષાનો આશ્રય લેવો પડ્યો તે સૂચવે છે કે આપણી ભાષા કેટલી કંગાલ છે અને તમારા યુગમાં તે ભાષા નપુંસક થતી જાય છે તેનું દુઃખ મને જરાય ઓછું નથી.

દાદાજી હંમેશાં નાનામોટા સાહિત્યકારોને પ્રેમથી આવકારતા, પ્રેરણા આપતા અને જરૂર પડે એમની ભૂલો પણ સ્પષ્ટપણે ક્યારેક તો બહુ કડક શબ્દોમાં બતાવતા. એટલા માટે તો એ સિદ્ધહસ્ત કે ઊગતા, નાના કે મોટા સૌ કોઈ સાહિત્યકારોના અને સાહિત્યરસિકના વ્હાલસોયા 'બલ્લુકાકા' હતા. એમની કવિતા અને એમણે ગુજરાતને બક્ષેલી કાવ્યશૈલીમાં 'પૃથ્વીછંદનો' વિશિષ્ટ ઉપયોગ ગુજરાતી સાહિત્ય જ્યાં સુધી જીવશે ત્યાં સુધી અમર રહેશે. એમનાં વિવેચનોએ પણ એક નવી જ ભાત પાડી. હું તો એમાં બહુ શું સમજું? પણ ક્યારેક અમારે ત્યાં આવી ચડેલા કોઈ સાહિત્યકારને મુખે મેં એમની કડક પણ ન્યાયી વિવેચના વિષે ઘણું ઘણું સાંભળ્યું છે.

મુંબઈ સરકારે ૧૯૫૫-૫૬ ની સાલમાં પ્રસિદ્ધ થયેલાં પુસ્તકોને પારિતોષિક આપ્યાં. તેમાં મારા દાદાજીના નિબંધો અને વિવેચનોના સંગ્રહ " વિવિધ વ્યાખ્યાનો ગુચ્છ ત્રીજો " ને પ્રથમ પારિતોષિક મળ્યું.



૧૯૫૨ ની ૨ જી જાન્યુઆરીનો દિવસ હતો. દાદાજી હંમેશની માફક વહેલા ઊઠ્યા. મળસ્કે ચાર વાગે અંગ્રેજીમાંથી એક સુંદર સાહિત્યકારના લખાણનું ગુજરાતીમાં ભાષાન્તર કર્યું. એમની એ વખતે ઉંમર ૮૩ વર્ષની હતી. 'મૃત્યુને' નામે કાવ્યમાં સર્જેલું મૃત્યુ મેળવી આપણને બધાને છોડી એ ચાલ્યા ગયા.

આજે વડોદરા વિશ્વવિદ્યાલયમાં દાદાજીના નામનો એક ખંડ જુદો રાખવામાં આવ્યો છે. એમાં મારા દાદાજીનું આખું પુસ્તકાલય. (આશરે ૫૦૦૦ પુસ્તકોનું છે.) એમની ડાયરીઓ, એમનાં અપ્રગટ લખાણો - એ સૌ વ્યવસ્થિત રીતે ગોઠવવામાં આવ્યું છે.

દાદાજીના એ વિશાળ પુસ્તકાલયમાંની એકેએક નાની કે મોટી ચોપડીમાં એમણે એના પૃષ્ઠની ખાલી જગ્યામાં લખેલી નોંધ કે ટિપ્પણીઓ વાંચવા મળે છે.

દાદાજીની પુણ્યસ્મૃતિમાં રચાયેલો આ ખંડ સાહિત્યના ઉચ્ચ અભ્યાસ કરતા અને સંશોધન કરતા વિદ્યાર્થીઓ માટે અત્યંત ઉપયોગી છે.

એમની સાહિત્યની કારકિર્દી અને એમના સ્વભાવને પ્રગટ કરે તેવી કવિતાની પંક્તિ તેમને વિષે શ્રી. રામનારાયણ પાઠકે લખી છે —

'છતાં ગુરુ ખરા જે મિત્ર, કવિ તેમ વિવેચક
સૂક્ષ્મ પ્રગાઢમેધાના, મુક્ત તે બલવંતને.'

કલ્પના ઠાકોર





તહીં સુણાતો સ્વર ભાવિકેરો,
પડી રહ્યો છે પડઘો અનેરો.

માટી ભીની થઈ ટપકતાં,
અ શ્રુ હૂં ફા ળ વાં થી;
ને આ ધ્રૂજે પગ સરકતા,
સ્વ સ્થ તા ખો ઈ બે સી.

જયવંત વૈદ્ય



# વીરની વિદાય

(કવિવર નાનાલાલના વિખ્યાત ગીતનું પરિશીલન)

આ કાવ્ય સર્વાંગસુંદર છે એટલું જ નહીં પણ સાથોસાથ સર્વાંગસંપૂર્ણ પણ છે.

કાવ્યમાં રણમાં જતા નવલોહિયા રજપૂત વીરને તેની કોડીલી અર્ધાંગના ...ાય આપે છે તે પ્રસંગ રજૂ થયો છે. પ્રસંગમાં કારુણ્ય છે, પણ આ વીરાંગનાની વીર ...ી પોતાના 'કેસરભીના કંથ' ને હિંમત અને શૌર્યની આરાધના કરવા યથોચિત ...ણાનું પાન કરાવે છે.

કાવ્યની શરૂઆત જ વીરાંગનાના શબ્દોથી થાય છે. યુદ્ધપૂર્વની પરિસ્થિતિનું ...ડું ચિત્ર આપીને વીરાંગના પતિને સ્થૂળ સંપત્તિની ક્ષણભંગુરતા સમજાવતાં કહે છે,

"કીર્તિ કેરી કારમી, રાજ! એક અખંડિત ભાત."

વીરને વિદાય આપતી વીરાંગનાના હૈયાને વિયોગની વસમી વેદના કોરી ખાય છે. ...ુ ધન્ય છે એ વીરાંગનાને! અંતરની આહને એ બહાર જરા પણ આવવા નથી દેતી. ...તો ફક્ત એટલું જ કહે છે,

"નાથ! ચડો રણઘોડલે."

પતિના રક્ષણ કાજે ઘેર રહીને બખ્તર વજ્રની સાંકળી ગૂંથવાની પોતાની આકાંક્ષા ...ા પ્રદર્શિત કરી, પણ જુદાઈની ઘડીને એનું જિગર જીરવી શકતું નથી. એના અંતરમાં ...ળવળતી એકમાત્ર આકાંક્ષા અંતે એના હોઠ પર આવી ચડે છે,

"સંગ લેશો તો સાજ સજું...
...મારે રણલીલાના કોડ."

પતિને પ્રેરણાના અમીનિર્ઝર વડે ભીંજાવીને આ વીરાંગના ભાવભીની વિદાય આપે છે અને ભવ્ય પુનર્મિલનનું વીરાંગનાનું સ્વપ્ન આપણને પણ ભાવભરી વિદાયમાં સાથે લઈ લે છે.

વિજય વરીને આવનાર કંથ સાથે ફાગણની હોળી ખેલવાના એને મનોરથ છે. નહિ તો વીર – વીરાંગનાનું પુનર્મિલન સ્વર્ગંગાને તીરે જ સંભવે એવી એની મનોકામના યથોચિત છે.



સમગ્ર કાવ્યનાં વિવિધ લક્ષણો જોતાં તે એક સર્વાંગસંપૂર્ણ કાવ્ય બન્યું છે. શ્રી. રમણભાઈ વકીલને મતે જે કાવ્યના એક પણ શબ્દને આડાઅવળો કરી ન શકાય તે જ છે સર્વાંગસંપૂર્ણ કાવ્ય. એ વ્યાખ્યા મુજબ જ આ કાવ્યમાં, પંચવટીમાં સીતાજીને ફરતે લક્ષ્મણે પોતાના ધનુષ્ય વડે દોરેલ 'આણ'ની જેમ જ, કવિવર નાનાલાલે પ્રત્યેક શબ્દ પાછળ કરેલું તપ સ્પષ્ટ દેખાઈ આવે છે. કાવ્યના એકેએક શબ્દની ફરતે કવિના ઓજસની આણ એવી અજબ છે કે કાવ્યના એક પણ શબ્દને અડકી શકાય એમ નથી.

અંતમાં સ્વ. બ. ક. ઠાકોરનો આ કાવ્ય વિષેનો મનનીય અભિપ્રાય સમજવા જેવો છે: "આવાં સર્વાંગસંપૂર્ણ કાવ્યો ગુજરાતીમાં બહુ ઓછાં છે."

જ. વૈ.



# લોહીની સગાઈ

(શ્રી ઈશ્વર પેટલીકરની નવલિકા 'લોહીની સગાઈ' નું રસદર્શન)

સાહિત્ય અને વાસ્તવિકતા વચ્ચેનો સંબંધ બહુ ગાઢો છે. કેટલીકવાર સાહિત્યમાં વાસ્તવિકતા હોય. છે તો કેટલીકવાર વાસ્તવિકતામાં સાહિત્ય હોય છે. પણ સાહિત્ય અને વાસ્તવિકતા – બંને એક સાથે સોળે કળાએ ખીલે—એવું તો ભાગ્યે જ બને છે, છતાં સાગ્યવશાત્ જ્યારે બંનેનો સંબંધ સધાય છે ત્યારે 'લોહીની સગાઈ' જેવી કોઈ અનુપમ કૃતિનું સર્જન થાય છે.

શ્રી ઈશ્વર પેટલીકરના જીવનમાં કંઈક અવનવાં દશ્યો ભજવાયાં. જીવનના તખ્તા પરનાં બે અવનવાં પાત્રોએ તેમની કલમને વશીકરણ કર્યું – એક પાત્ર તે મા અને બીજું પાત્ર તે માની લાડલી દીકરી. લેખકે પાત્રોને વાચા આપી અને પરિણામે સર્જાઈ 'લોહીની સગાઈ.'

વાર્તાનો ટૂંક સાર આપવો હોય તો કંઈક આવો અપાય. એક મા છે – અમરતકાકી. મેં 'મા' શબ્દ જોઈ - વિચારીને વાપર્યો છે; પાત્રાલેખન કરવું હોય તો એ એકાક્ષરી પણ સંપૂર્ણ સામગ્રી બની રહેશે. બીજું પાત્ર છે ગાંડીઘેલી – મગજ ઉપરનો કાબૂ ખોઈ બેઠેલી—એક દીકરી. મા ગાંડીઘેલી દીકરીની દિનરાત નિઃસ્વાર્થ સેવાચાકરી કરે છે. વખત વીતે છે અને દીકરી 'મંગુ' ને ગાંડાની ઈસ્પિતાલમાં મૂકવાનું નક્કી થાય છે. અમરતકાકી મંગુને દવાખાનાની દીવાલો વચ્ચે મૂકીને પાછાં વળે છે ત્યારે તેમની અને મંગુની વચ્ચેનું વધતું અંતર જનેતાના અંતરને કોરતું જાય છે. ઘરે આવીને પણ અમરતકાકીને ચેન નથી પડતું.

'ઊનો અનિલ આ એકલો રે વહે ધ્રૂસકાં ધીરે;
હાય હણાયેલી માતને રે ચડી અંતર ચીરે.'

(બોટાદકર)

બીજા દિવસની સવાર પડે છે. લેખકના જ શબ્દો વાપરું તો 'અમરતકાકી મંગુની નાતમાં વટલાઈ ગયાં હતાં.' લેખકે શીર્ષક બાંધ્યું, "લોહીની સગાઈ."

હિંદીમાં તુલસીદાસજી જ્યારે કૈકેયીએ વરદાન માગ્યાં ત્યારની રાજા દશરથની સ્થિતિ વર્ણવતાં કહે છે, "तनु धरि सोचु लाग जनु सोचन।" અર્થ સ્પષ્ટ છે. જાણે સાક્ષાત્ વિચાર જ શરીર ધારણ કરી વિચાર કરવા લાગ્યો. એવું જ કંઈક આ નવલિકા અને કારુણ્ય વિષે કહી શકાય. જાણે સાક્ષાત કારુણ્યે જ નવલિકાસ્વરૂપ ધારણ કર્યું હોય એવી આ નવલિકા છે. ટૂંકમાં કરુણ રસ અને આ નવલિકાને 'લોહીની સગાઈ' છે એમ કહીએ તો જરાય ખોટું નથી.



શ્રી. મનસુખલાલ ઝવેરીએ આ નવલિકા વિષે લખતાં કહ્યું છે, "ન રંગદર્શી વર્ણનો; ન અભિનવ અલંકારો; ન કશું અસાધારણ કહી નાખવાનો કે લાગણીતંત્રને હલમલાવી નાખવાનો સભાન પ્રયાસ; ન સાજ, ન સજાવટ; છતાં આ વાર્તામાં કલાની કેવી અનાયાસલીલાનું દર્શન થાય છે આપણને! માતૃહૃદયની અન્તર્ગૂઢઘન વ્યથાનું મર્મસ્પર્શી આલેખન કરતી આ વાર્તાનું સૌન્દર્ય વસ્યું છે એની નિર્વ્યાજતામાં, સામર્થ્ય વસ્યું છે સાદાઈ ને સરળતામાં, કરામત વસી છે કરામત દેખાઈ ન આવે એવી યોજનામાં ને કથનશૈલીની સાદ્યન્ત સ્વાભાવિકતામાં."

જ. વૈ.



# તણખા

(અગ્રગણ્ય નવલિકાકાર ધૂમકેતુની 'તણખા' નામક નવલિકાનું અભ્યાસદર્શન)

શ્રી. ધૂમકેતુ ગુજરાતી સાહિત્યમાં ટૂંકી વાર્તાના સિદ્ધહસ્ત લેખક તરીકે પ્ર છે. તેમની કલમે સર્જેલી વાર્તાસૃષ્ટિમાં માનવસ્વભાવનાં વિવિધ પાસાંઓને સ્પર્શીને ઓળખવાનો પ્રામાણિક પ્રયત્ન જોવા મળે છે. જુદા જુદા પ્રસંગોને રજૂ કરવાની એ ઉથોટી એવી તો સરસ જામેલી છે કે કોઈ પણ સામાન્ય પ્રસંગ માટે તેમનો કેળવ દૃષ્ટિકોણ વાંચકના હૃદયમાં કોઈ અસામાન્ય લાગણીને ઝણઝણાવે છે. તેમણે કહ્યું "ટૂંકી વાર્તાનું કલેવર કદના પ્રમાણમાં વધારેમાં વધારે પ્રાણતત્ત્વ સાચવી શકે તેમ શ્રી. ધૂમકેતુએ આ સિદ્ધાંતને પોતાની વાર્તાઓમાં વધુમાં વધુ ખીલવ્યો છે. 'તણખામ' માં આ વાતની પ્રતીતિ કેવી રીતે થાય છે તે આપણે જોઈએ.

'તણખામંડળ – ૧' શ્રી ધૂમકેતુની હૃદયસ્પર્શી કલાનો પહેલો વિજયધ્વજ આ સંગ્રહમાં રજૂ થયેલ વાર્તાઓનું તલસ્પર્શી અવલોકન કરતાં શ્રી ધૂમકેતુની કલમ તાકાતનો વાંચકને પ્રાથમિક ખ્યાલ આવી જાય છે.

પહેલી જ વાર્તા લઈએ. નામ છે: 'પોસ્ટ ઑફિસ.' શરૂઆત એક હૃદયસ્પ વર્ણનથી થાય છે. આ નવલિકાનો અભ્યાસી કહી શકશે કે શબ્દચિત્ર અને રેખાચિ બંને ઉપર લેખકની કલમનો આશ્ચર્યજનક કાબૂ છે. અહીં એક સુંદર તત્ત્વજ્ઞ રજૂ થયું છે:

"મનુષ્ય પોતાની દૃષ્ટિ છોડી બીજાની દૃષ્ટિથી જુએ તો અરધું જગત શા થઈ જાય."

'ભૈયાદાદા' માં એક હૃદયભેદક પ્રસંગ હૃદયદ્રાવક શૈલીમાં રજૂ થયો છે. યાંત્રિ માનસ ઉપર કટાક્ષ કરવાના – પ્રહાર કરવાના – ઉદ્દેશથી રચાએલ આ વાર્તામાં અંત પ્રસંગ મારીમચડીને ઘડવામાં આવ્યો હોય એમ લાગે છે. અહીં પ્રસંગને માટે વાર્તા નથ વાર્તાને માટે પ્રસંગ છે. નવલિકામાં મૃત્યુની છાયા ન પડવા દીધી હોત તો કદાચ વ અસરકારક બની રહેત. પણ...

'વાર્તા વ્યક્તિના ખાનગી સાદા જીવનને શું કરે?' વાર્તાને તો ભવ્યતા જ ખપે સાધારણ તત્ત્વમાં અસાધારણ તત્ત્વનું આરોપણ સાદગીની કલાને કચડી નાખે છે.

'ભીખુ' માં એ સાદગી આગળ તરી આવે છે. પ્રસંગોની વધુ પડતી ઉથલપાથ નહીં, શૈલીમાં પણ સુમધુર ભાવોનો ઉપયોગ, ગણ્યાગાંઠ્યા બનાવોની ક્રમબદ્ધતા અ સુસંગતતા એ સાચી કલાના આદર્શ નમૂના તરીકે આ નવલિકાને સ્થાન અપાવે છે.



'અરીસો' માં પ્રસંગોની ગૂંચ નથી, ભાવમય વિચારોનો ધીરો પણ ગંભીર પ્રવાહ છે. લેખકે શીર્ષક જેવું સૂચક રાખ્યું છે તેવાં જ સૂચક પાત્રો ગોઠવ્યાં છે.

'પૃથ્વી અને સ્વર્ગ' ને, હું મારી પોતાની દૃષ્ટિએ, આ સંગ્રહની શ્રેષ્ઠ નવલિકા તરીકે બિરદાવું છું. આ નવલિકામાં લેખકની ઉત્તમ વર્ણનાત્મક, ચિંતનાત્મક અને કથનાત્મક લેખન સર્જવાની ત્રિવિધ હથોટી પરાકાષ્ઠાએ પહોંચી છે. પાત્રાલેખન, રસ-નિરૂપણ અને ભાવમયતાની દૃષ્ટિએ આ નવલિકા આ સંગ્રહમાં તો ખરેખર અજોડ સ્થાન ભોગવે છે.

'કલ્પનાની મૂર્તિઓ'.ખરેખર કલ્પનાની મૂર્તિ જ બની રહે છે. વાર્તા અને વાસ્તવ વચ્ચે અહીં વિરાટ અંતર પડ્યું છે.

'જુમો ભિસ્તી' હૃદયંગમ વાર્તા છે. વાર્તાના વાંચકને લાગ્યા વિના રહેશે નહીં કે

'પશુ આ માનવી આ, એ કાંઈ ભેદ ન પ્રેમને.'

(કલાપી)

બીજી વાર્તાઓમાં 'હૃદયપલટો', 'આત્માનાં આંસુ', 'તારણહાર', 'સોનેરી પંખી' વગેરે પણ ધ્યાન ખેંચે છે.

'હૃદયદર્શન' માં નીતિ અને રીતિ વચ્ચે પડેલ 'અનિચ્છનીય' અંતર બતાવવામાં આવ્યું છે.

'અખંડ જ્યોત' માં, જાણેઅજાણે પણ, પુરુષને પુનર્લગ્નનો પ્રતિબંધ ન હોય એ વિચારને અનુમોદન નથી અપાયું ? વાર્તામાં ઊંચી ભાવનાની ઊંચી સપાટી નજરે પડે છે. આ નવલિકામાં એક ઉત્તમ નવલિકાના લગભગ બધા જ ગુણો દેખાઈ આવે છે.

'ગોવિંદનું ખેતર', 'જન્મભૂમિનો ત્યાગ', 'મદભર નેનાં', 'કેસરી વાઘા' વગેરે નવલિકાઓ પણ 'તણખા'ને તણખા જેટલો જ સચોટ, તેજસ્વી અને ઉત્તેજક બનાવવામાં યથાશક્તિ પોતપોતાનો ફાળો આપે છે.

વિજ્ઞાનમાં દહનની અપાએલ વ્યાખ્યા મુજબ તણખા એ પણ એક રાસાયણિક ફેરફારનું પરિણામ છે અને ગરમી તેમ જ પ્રકાશ બન્ને આપે છે. આ 'તણખા' પણ સાહિત્યિક પરિવર્તનનું પરિણામ છે અને ચેતનની ઉષ્મા તેમ જ જ્ઞાનનો પ્રકાશ બન્ને આપે છે.

બન્ને તણખા જ, પણ એક ચિરંજીવ, બીજો ક્ષણભંગુર.

જયવંત વૈદ્ય

# બાની ચીમટી

( શ્રી બેટાઈકૃત કાવ્યનું પરિશીલન )

કવિ સુંદરજી બેટાઈના 'બાની ચીમટી' નામક કાવ્યમાં વિષયની પસંદગી અને આલેખન જોતાં કવિતાનું નવું તત્ત્વ દેખાઈ આવે છે.

જીવનના એક સામાન્ય પ્રસંગનો ઉલ્લેખ કરી આ કાવ્યમાં કવિએ બાળક પ્રત્યે માતાનો પ્રેમ અને માતા પ્રત્યે બાળકનો પ્રેમ એ બન્નેનું સુંદર આલેખન કર્યું છે.

કાવ્યની શરૂઆતમાં બાળકને કરેલી શિક્ષાનો ઉલ્લેખ કરી માતા પોતે તે યાદ કરી તેનો પસ્તાવો કરે છે. વળી પોતાની એ ભૂલ કબૂલ કરી માતા બાળકને ધન્યવાદ આપે છે કે એ શિક્ષાનો પ્રસંગ તું રમતમાં ભૂલી જતો એટલું જ નહીં પણ રમીને આવ્યા પછી મારા ખોળામાં બેસી જઈ "મા મા!" કરી તારાં મીઠાં મધુર વચનથી મારું હૃદય ભરી દેતો.

માતાના આવાં વહાલભર્યાં અમૃતમય વચનોથી રાજી થઈ બાળક કહે છે, "હે માતા! શું તેં ઘણા જ વહાલથી તારાં અમૃતથી પણ મીઠાં એવાં મોંઘાં પયપાન મને કરાવ્યાં નથી? શું તેં તારું જીવન નીચોવીને મારું જીવન ભરી દીધું નથી? તારાં સ્નેહભર્યાં છાનાં હેત ધરાવતાં નયનોથી મારું દિલ ભરી દીધું નથી? અરે બા! તું મારી બા છે, એ સિવાય બીજું કંઈ જ હું યાદ કરતો નથી."

ખરેખર કવિ શ્રી. સુંદરજી બેટાઈએ આ કાવ્યમાં આલેખેલી "મીઠી માડી મારી" ની ભાવના અતિ સુંદર રીતે અને હંમેશ યાદ રહે એવી રીતે રજૂ કરી છે. "મા તે મા, બીજા વગડાના વા" એ કહેવત આપમેળે અહીં તાજી થાય છે.

"સુંવાળા એ ગોરા તુંજ વદનની રોશની હણી"

એ પંક્તિમાં માતાએ યોગ્ય રીતે બાળકને શિક્ષા કરી હોવા છતાં પણ તે માટે પોતાને ઘણો પસ્તાવો અને દુઃખ થાય છે તે સ્પષ્ટ તરી આવે છે.

આ કાવ્યનું શીર્ષક 'બાની ચીમટી' છે તેની પસંદગી આપણાથી ભૂલી શકાય તેમ નથી. એ વાંચતાની સાથે વાંચકને પોતાની જનેતાની યાદ તુરતજ સ્મૃતિપટ પર તાજી થાય છે.

શીલા ઝવેરી



# સુદામાચરિત

(એક અધ્યયન)

(વિદ્યાર્થીઓને શાળા છોડતાં પહેલાં પ્રાપ્ત થતા અલ્પ સાહિત્યપરિચયમાં એકાદબે સમર્થ સાહિત્યકારીનો જરા વધારે સવિસ્તર અભ્યાસ કરવાનું પણ મળી રહે એવા હેતુથી નવમા ધોરણમાં મહાકવિ પ્રેમાનંદનું સુદામાચરિત (આખ્યાન) તથા દસમા ધોરણમાં કવિવર નાનાલાલનું 'ગોપિકા' નાટક અભ્યાસ અર્થે રાખેલાં છે.

'સુદામાચરિત' એ રસસમ્રાટ પ્રેમાનંદનું અતિ ખ્યાતનામ આખ્યાન છે. રાય અને રંકને સ્નેહથી સમાન કરવાનો એમાં વર્તમાનયુગ માટે પણ ચિરંતન સંદેશ છે. વિદ્યાર્થીને રસ, અલંકાર વગેરે સામગ્રીનો પણ એમાંથી સુંદર પરિચય મળી રહે છે. સમગ્ર આખ્યાનનો અભ્યાસ વિદ્યાર્થીની સાહિત્યરુચિને વિકસાવે એ હેતુથી આ આખ્યાનપરિશીલનનો લઘુલેખ વિદ્યાર્થીઓએ જ તૈયાર કર્યો છે.)

આખ્યાન એ વહેતો ઇતિહાસપ્રવાહ છે અને એ ઇતિહાસના કીર્તિવાન પ્રચારક તરીકે ગુજરાતી સાહિત્ય રસસમ્રાટ પ્રેમાનંદને પૂજે છે. શ્રી. નવલરામ કહે છે, "રસની બાબતમાં કોઈ પણ ગુજરાતી કવિ એના પેંગડામાં પગ ઘાલે એવો નથી." તે જમાનામાં ગુજરાતી ભાષાની કિંમત નહિવત્ હતી.

"અઢે કઢે કા સોલહી આના,
અબે તબે કા બાર;
છંકડં તિકડં આક ઢી આને
શું શાં પૈસા ચાર."

પોતાની માતૃભાષાની આ અપમાનભરી વિષમ સ્થિતિ પ્રેમાનંદ માટે અસહ્ય હતી. જ્યાં સુધી પોતાની ભાષા બીજી ભાષાઓની માનભરી હરોળમાં ગર્વભેર માથું ન ઊંચકી શકે ત્યાં સુધી પાઘડી ન પહેરવાની ભીષ્મપ્રતિજ્ઞા લેનાર પ્રેમાનંદે માણભટ્ટ બની ગુજરાતને ચકલે ચકલે ભમી, આખ્યાનોનો રસથાળ પીરસ્યો.

તે જમાનાની આમજનતાને મનોરંજનનું કોઈ મુખ્ય સાધન ન હતું તેથી માણભટ્ટો આખ્યાનો કરતા અને તેનું શ્રવણ કરી લોકો પોતાની રસવૃત્તિને આશ્વાસન આપી શકતા. આ માણભટ્ટો મધ્યકાલીનયુગના પ્રકાંડ પ્રચારકો હતા અને તેઓ ઐતિહાસિક વસ્તુને રસ સાથે કાવ્યમય ગૂંથણીમાં ગૂંથી શ્રોતાઓ સમક્ષ વેધક અસર પાડી



શકતા. આ રીતે આખ્યાનો માત્ર મનોરંજન જ નહીં, પરંતુ તત્ત્વોના પ્રચારનું પણ સફળ સાધન બની રહેતાં. આખ્યાનોમાંથી ટપકતો કાવ્યમય સાર શ્રોતાઓના રસતરસ્યા હૃદયપટને રસવહનથી રસસ્નિગ્ધ બનાવી મૂકતો અને એ આદર્શ પોતાના જીવનમાં ઉતારવા શ્રોતાઓ મથતા.

પ્રેમાનંદ એટલે તાકયું તીર મારનાર. એ ધારતો ત્યારે શ્રોતાઓને રડાવી શકતો અને ધારતો ત્યારે હસાવી શકતો. એનો ભરતીઓટમાં પરિણમતો હાસ્યરસ કયારે ગહન કરુણરસમાં પલટાઈ જશે એ કોઈ ન જાણતું. તેને જનસ્વભાવનું ઊંડું જ્ઞાન હતું. આમ 'માણભટ્ટોના બેતાજ બાદશાહ' રસસમ્રાટ પ્રેમાનંદની વૈશિષ્ટ્યભરી સરળભાષાથી યુક્ત આખ્યાનો ગુજરાતભરમાં લોકપ્રિય થયાં.

આ આખ્યાનમાં કવિનું વિવિધ રસ પરનું અદ્વિતીય પ્રભુત્વ પ્રેક્ષકોને આશ્ચર્ય પમાડે છે. તેની કલ્પનાશક્તિ ગગનગામી છે. તેની વર્ણનશક્તિ શ્રોતાઓની સમક્ષ તાદૃશ ચિતાર ખડા કરવાનું સામર્થ્ય ધરાવે છે. તેની કવિત્વશક્તિ પ્રેરણાદાયક છે. તેની ભાષાની સરળતા અજ્ઞાનીઓને પણ પૂર્ણપણે સમજાય તેવી છે. તેની શૈલી લલિતમધુર, હૃદયંગમ અને ભાવવાહી છે. ઉચિત કટાક્ષ, વેધક કરુણતા અને આછેરું હાસ્ય એની વિશિષ્ટતા છે.

તે પોતાનાં આખ્યાનોમાં બાળશ્રોતાઓને પ્રિય એવો હાસ્યરસ, યુવકોનો પ્રેરણાદાતા વીરરસ, યુવતીઓનાં મન હરનાર શૃંગારરસ, વૃદ્ધોનાં દિલ ડોલાવનાર ભક્તિરસ તેમ જ વેધક કરુણરસનો સંગમ સર્જે છે. આ વિધવિધ રસોના વહનથી અસ્વસ્થ, ગંભીર કે હળવાં થયેલ હૃદયોને તે શાંતરસની કોઈ અગમ્ય શાંત ભોમકામાં શ્રોતાઓને લઈ જઈ તેમની ખળભળી ઊઠેલી રસવૃત્તિઓ પર શીતળ કર ફેરવે છે.

'સુદામાચરિત' એ પ્રેમાનંદનાં ખૂબ આવકાર પામેલાં પ્રશંસનીય આખ્યાનોમાંથી એક છે. તે અનેકવિધ રસોથી સભર છે. તેના પ્રધાનરસ ત્રણ છે—હાસ્યરસ, કરુણરસ અને અદ્ભુતરસ. આ ઉપરાંત તેમાં શાંતરસ તો સર્વવ્યાપ્ત છે અને શૃંગારરસની આછી છાંટ છે.

શરૂઆતમાં કવિ સુદામાની હૃદયસ્પર્શી દરિદ્રતાનું, કંગાલિયતના પ્રતિનિધિ સમાન બાળકોનું અને રંક પતિવ્રતા સુદામાપત્નીનું વર્ણન કરી કરુણ ચિત્ર ખડું કરી આદર્શ કરુણરસ વહાવે છે. ઋષિપત્નીનું ભાવુક હૃદય પણ નિર્દોષ બાળકોનું દુઃખ જોઈ પુકારી ઊઠે છે,



"વાવે ટાઢ બાળકડાં રુએ,
ભસ્મ માહીં પેસીને સુએ;
હું તે ધીરજ કઈ પેરે ધરું,
તમારું દુઃખ દેખીને મરું."

પરંતુ એ કરુણરસનું વર્ણન કરતાં તે સુદામાનાં દસ બાળકોનો ઉલ્લેખ કરી તેમ જ તેમનાં તૂટેલાં દ્વાર પર કૂતરાંબિલાડાં ચઢી આવતાં હતાં તે દર્શાવી શ્રોતાઓના મુખચંદ્રો પ્રત્યે સ્મિતવાદળીઓ વહાવે છે.

"નીચાં ઘર ભીંતડીઓ પડી,
શ્વાનમાંજાર આવે છે ચડી."

આવી કરુણ પરિસ્થિતિથી ખૂબ કંટાળેલી ને ધીરજ ખોઈ બેઠેલી સુદામાપત્ની સુદામાને એમના બાળસખા કૃષ્ણ પાસે જવા વિનવે છે ત્યારે સુદામા એક ભક્તને છાજે એવો સુંદર સ્નેહાળ ઉત્તર આપે છે. આમ પતિપત્નીના સંવાદમાં શાંતરસ સ્વાભાવિકતાથી વહે છે.

આખરે સુદામાની અડગતા નિહાળી ઋષિપત્ની આંસુ વહાવે છે અને ભૂખ્યાં, રડતાં, ટાઢે થરથરતાં નિર્દોષ બાળુડાંનો ઉલ્લેખ કરે છે. આ પ્રસંગના વર્ણનમાં કવિ કરુણરસની જમાવટ કરે છે. છેવટે જે સ્રીશક્તિ પાસે ભગવાન પિનાકપાણિ પણ નમ્યા તે શક્તિ પાસે પોતાની અડગતા ઓગાળી નાખી સુદામા દ્વારિકાપુરી જવાને તૈયાર થાય છે અને જ્યારે એને વિદાય આપતાં ભૂખ્યાં બાળકોથી સહસા બોલાઈ જાય છે કે,

"પિતાજી એવું લાવજો,
જેણે જાય અમારી ભૂખ."

ત્યારે તો શ્રોતાઓની સહાનુભૂતિનો પ્રવાહ આ બાળકો પ્રત્યે વહી નીકળે છે. બાળકોના હૃદયગહ્‌વરમાંથી તેમની અણપૂરી ઇચ્છાને વ્યક્ત કરતા ઉપર્યુક્ત શબ્દો સહસા નીકળે છે ત્યારે તેના અક્ષરેઅક્ષરમાંથી ઘેરો કરુણરસ ટપકે છે.

પરંતુ રસસમ્રાટ પ્રેમાનંદ શ્રોતાઓનાં આંસુ ખુટાવવા માંગતો નથી. તત્ક્ષણ તે અનેરી છટાથી કરુણરસને હાસ્યરસમાં પલટાવી નાંખતું દ્વારકા જતા સુદામાનું રમૂજી ચિત્ર ખડું કરે છે,

"મૂછ - કૂછનું જાણે વાધ્યું,
કર્દમ દીસે કાય."



આમ શ્રોતાઓનાં મુખ મલકતાં કરી કવિ દ્વારિકાપુરીના ચમત્કારી વર્ણનદ્વારા શૃંગાર ને અદ્દભુત રસ વહાવે છે. આ બન્ને હૃદયંગમ રસની મિલાવટ થાય ન થાય ત્યાં તો કવિ જાદવ સ્ત્રીઓ સુદામાની મશ્કરી કરે છે તેનું વર્ણન કરી હાસ્યરસની છોળો ઉડાડે છે,

"જાદવ સ્ત્રી તાળી દઈ હસે,
ધન્ય ગામ જ્યાં આ નર વસે;
કીધાં હશે પુનવ્રત અપાર,
તે સ્ત્રી પામી હશે આ ભરથાર."

અને આ સાથે કવિ શ્રીકૃષ્ણના અતુલ વૈભવની ઝાંખી કરાવે છે. તેમાં શૃંગાર રસ સ્નિગ્ધપણે વહે છે. પણ આ રસને વધુ ન વહેવડાવતાં માત્ર આ રસનાં ટીપાં ટપકાવી કવિ વર્ષો પછી મળવા આવેલા બાળસખા વિપ્ર સુદામાને ભેટવા દોડી જતા મિલન-વ્યાકુળ શ્રીકૃષ્ણનું ભાવવાહી દર્શન કરાવતાં પ્રેમાનંદના હૃદયની ભક્તિ પણ છલકાઈ ઊઠી છે અને તેઓની સાથે આપણને પણ પ્રેમરસમાં તરબોળ કરતું કૃષ્ણસુદામાના મિલન-આલિંગનનું સુભગ દર્શન કરાવે છે.

ષોડશોપચાર પૂજન પછી જ્યારે સુદામા ભોજન લઈ લે છે ત્યારે કવિ હાસ્યરસ લૂંટાવે છે અને સુદામાની દુર્બળતાનું કૃષ્ણ હાસ્યરસિક પ્રશ્નો દ્વારા કારણ પૂછે છે,

"કે ભાભી અમારાં વઢકણાં
તે શું તન શોષે?"

તે હાસ્ય જામે તે પહેલાં બન્ને મિત્રોના સ્મૃતિપટ પર વિહરતો સંવાદ શાંત રસને પોષે છે; પરંતુ પ્રેમાનંદ શ્રોતાઓને આનંદમસ્તીમાં મસ્ત બનાવવા હાસ્યરસનો ફુવારો ઢાલવે છે. તાંદુલની ગાંઠડી માટે બન્ને મિત્રો વચ્ચેની ખેંચતાણ શ્રોતાજનોને ખડ-ખડાટ હસાવે છે,

'છોડે છબીલો પાર ન આવે ચીંથરાં દસવીસ,
પટરાણી જોઈ વિસ્મય પામી છે પારસ - મોંઘું રત્ન.'

તાંદુલના પ્રસંગમાં શ્રી કૃષ્ણે સુદામા તેમ જ તેમની તુચ્છ ભેટનું ગૌરવ સુંદર રીતે તાંદુલમાં દિવ્યસ્વાદ મૂકી જાળવ્યું છે.

ઘડીભર સુજ્ઞ શ્રોતાઓ વિચારે છે કે કવિ હાસ્યરસની મઝા માણવામાં કરુણરસને વિસારે છે, પણ ના, સુદામાની વિદાય વખતે કૃષ્ણ પાસેથી કંઈ ન મેળવી શકવાથી સુદામા ખિન્ન થાય છે. આ દૃશ્યમાં આછેરો કરુણરસ વહે છે.



પરંતુ જ્યારે સુદામાજી ગામમાં પહોંચતાં પોતાની ઝૂંપડીની જગાએ ગગનચુંબી ભવ્ય મહાલયને જોઈ પોતાનાં પત્નીબાળકોની વસમી યાદ કરે છે ત્યારે આ પોતાની સમીપ બેઠેલાં પોતાનાં બાળકોને પસવારતા શ્રોતાઓનાં હૃદય ભાવભીનાં બની જાય છે તેથી કરુણતામાં વૃદ્ધિ થાય છે,

"તૂટી સરખી ઝૂંપડી ને લૂંટી સરખી સુંદરી,
છળ્યાં સરખાં છોકરાં, તે ન મળ્યાં મુજને ફરી."

હૃદયભગ્ન સુદામાની સ્થિતિનો તાદશ ચિતાર સાંભળી દર્દમય થયેલ શ્રોતાઓના ચિત્તને હળવાં કરવા કવિ હાસ્યરસ વહાવે છે.

જ્યારે ઋષિ પોતાનાં કુટુંબીજનોને યાદ કરી વિલાપ કરે છે ત્યારે શ્રીકૃષ્ણની કૃપાથી રંભા જેવી દેહયષ્ટિવાળી સુદામાપત્ની સહિયરવૃંદ સાથે પતિનું સામૈયું કરવા આવે છે ત્યારે સુદામાએ પોતાની પત્નીને ન ઓળખી શકવાથી કરેલી ખેંચતાણ શ્રોતાઓને ખડખડાટ હસાવી ઘડી પહેલાંની કરુણતા વિસરાવે છે.

આ પ્રસંગ પત્યા બાદ કવિ સુદામાના રંગમહેલનું વર્ણન કરી અદ્ભુત રસના છાંટા ઉડાડે છે ને અંતમાં "સારાનું સૌ સારું" દર્શાવી શાંતરસના સરવરિયામાં સમાપ્તિ કરે છે.

આમ આ આખ્યાનમાં હાસ્ય, કરુણ, અદ્ભુત શૃંગાર, શાંત વગેરે ઓછાવત્તા પ્રમાણમાં આવેલા છે. સમર્થ વિવેચક રામનારાયણ પાઠક કહે છે, "'સુદામાચરિત' માં ઉચ્ચ કોટિનો હાસ્યરસ છે. કદાચ પ્રાચીન કવિઓમાં તેના જેવો મર્માળો હાસ્યરસ કોઈનો નથી."

શ્રીકૃષ્ણના પ્રેમથી પલટાયલા સુદામાના સમૃદ્ધ સંસારનું દર્શન પણ મંગલમય છે ત્યાં તો,

"ઋષિ સુદામાનાં પુર વિષે, ન મળે દરિદ્રી કોય,
અકાલ મૃત્યુ નવ હોય."
"જાચકનાં બહુ જૂથ આવે, નિર્મુખ કો' નવ જાય,
જેને સુદામોજી આપે, લખપતિ તે થાય."



આમ સુદામાજીએ પોતાને પ્રાપ્ત થયેલી સંપત્તિનો સ્વાર્થ માટે સંગ્રહ ન કરી રાખતાં તેનો સદુપયોગ સર્વના કલ્યાણ અર્થે જ કર્યો. બીજી રીતે કહીએ તો પ્રભુએ આપેલી ધનશક્તિને વેડફી ન નાખતાં તેના ટ્રસ્ટી થઈને તેનો સદ્વ્યય કરવામાં જીવન સાર્થક કર્યું.

આ છે 'સુદામાચરિત'નો માનવજીવનને ઉન્નત કરતો સંદેશ.

કાશ્મીરા આચાર
દુર્ગાલક્ષ્મી પ્રભાલાલ



# ગોપિકાની ગોરસી

(વિદ્યાર્થીઓને શાળા છોડતાં પહેલાં પ્રાપ્ત થતા અલ્પ સાહિત્યપરિચયમાં બે
સમર્થ સાહિત્યકારોનો જરા વધારે સવિસ્તર અભ્યાસ કરવાનું પણ મળી રહે
હેતુથી નવમા ધોરણમાં મહાકવિ પ્રેમાનંદનું સુદામાચરિત (આખ્યાન) તથા
ધોરણમાં કવિવર નાનાલાલનું 'ગોપિકા' નાટક, અભ્યાસ અર્થે રાખેલાં છે.

'ગોપિકા' ના પંચાંકી નાટકમાં કવિવર નાનાલાલે પશ્ચિમની સંસ્કૃતિથી અ
થયેલા અર્વાચીન ભારતીય સમાજને ખૂબ જ પ્રેરણા અને માર્ગદર્શન આપે તેવા વિ
અને ભાવનાઓ પોતાની અનોખી શૈલીમાં આલેખ્યાં છે. આ હકીકતનું આછેરું પણ
થાય તે હેતુથી ગ્રંથના પરિશીલન રૂપે વિદ્યાર્થીઓએ કરેલું સૂત્ર-દોહન
રજૂ થાય છે.)

કવિતા એટલે આત્મસારંગીના સમસ્ત અનુભવ તારોનો સ્વરોદય.

ભૂત, ભવિષ્ય કે વર્તમાનની સંસારગાથા એ સાહિત્ય.

સમશેર, હીરો, માનવી અને ધરતીને પાણી એ પ્રાણ છે.

મીઠડાં જળ છે જગતની જડીબુટ્ટી.

પૃથ્વીના રંગો છે સનાતન.
આભના રંગો ભૂંસાય તો
પૃથ્વીના રંગો ભૂંસાય.

આશાની છે અમરવેલડી,
સદાયે ઊગે સૌની હૈયા ક્યારીએ.

વડલો એટલે ગામનું નગરમંદિર,
ચોખંડનો ને ચૌદે લોકનો ચોક.

જીવન એ યજ્ઞ છે, ઉજવજો.

નદીઓ સાગરને પોષે છે,
એમ ગામડાં શહેરોને પોષે છે.



વાવ એટલે કૂવો ને પરબ ભેળાં.

વન એટલે તપોભૂમિ,
શહેરો એટલે વિલાસભૂમિ.

આરોગ્ય એટલે સૌન્દર્યનું સિંહાસન.

સંસ્કૃતિ શહેરોને શણગારે છે.
પ્રકૃતિ ગામડાંને સોહાવે છે.

સંસ્કૃતિ અને પ્રકૃતિનો મહાસમન્વય
એ છે માનવકુળની કલ્યાણલક્ષ્મી.

જગતઇતિહાસના મૂળાક્ષરો કોતરેલા છે
ગામડાંને હૈયે હૈયે.

ગામડાંનું લોકપંચ એટલે
કપિલવસ્તુ, લિચ્છવી ને કૌશામ્બીની
એથેન્સની ને રોમની
લોકસભાઓનો ગોત્રપુરુષ.

સરિતાઓનાં મૂળની પેઠે
સંસ્કૃતિઓનાંયે મૂળઝરણાં છે
અગોચર દેશમાં, વનવગડે.

બ્રહ્માંડ એ જ પ્રત્યક્ષ બ્રહ્મ.

માનવસેવા એ જ પ્રભુસેવા.

વન એટલે સાત્ત્વિકતા
શહેરો એટલે રાજસતા.

સૂર્યચન્દ્ર સમાં જગતનાં મહાતેજ–
ધર્મધુરંધરો, ઋષિવરો, પયગંબરો–
પૂર્વમાં જ પ્રકટ્યાં છે સદા.



તરતાં આવડે તેને તારતાંયે આવડે.

આત્મા આભવિશાળો થાઓ
અને આભ ધરતીમાં ઊતરો!

સ્વપ્નાં સાચાં પડે એ સંસાર.

અધિકારીઓ એટલે પ્રજાના ગોવાળ.
રાજા એટલે પ્રજાપુણ્યનો દીવડો.

વિલાસ નહીં, વૈરાગ્ય;
ભોગઉપભોગ નહીં, જોગ;
ઇન્દ્રિયતૃપ્તિ નહીં, સંયમ;
એ જ છે પુરુષનું પુરુષાતન.
એ જ છે પરાક્રમીનું પરાક્રમ.

સંન્યાસ પ્રેરણા પાય સંસારને
તો સંસાર સજીવન રહે સદા.



# ઉપનામની ઓથે

( આપણા અનેક સાહિત્યકારોએ પોતાનું વ્યવહારપ્રચલિત નામ સાહિત્યસર્જન માટે ન રાખતાં પોતાની કૃતિઓના કર્તા તરીકેનું નવું જ અર્થસૂચક નામ સ્વીકાર્યું હોય છે. આને ઉપનામ કે તખલ્લુસ કહેવાય છે. દરેક તખલ્લુસ પાછળ સંશોધન કરનારને રસિક ઇતિહાસ જડી આવે છે.

અત્રે જાણીતા સાહિત્યકારોનાં ઉપનામનો નાનોસરખો છતાં વિદ્યાર્થીઓને ઉપયોગી સંચય કરવામાં આવ્યો છે. )

| ઉપનામ | મૂળ નામ |
| --- | --- |
| જ્ઞાનબાલ | નરસિંહરાવ દિવેટિયા |
| વનમાળી | કેશવ હર્ષદ ધ્રુવ |
| મકરન્દ | રમણભાઈ નીલકંઠ |
| કાન્ત | મણિશંકર ભટ્ટ |
| સ્નેહની | બ. ક. ઠાકોર |
| કલાપી | સુરસિંહજી ગોહિલ |
| પ્રેમભક્તિ | નાનાલાલ કવિ |
| અદલ | અરદેશર ખબરદાર |
| લલિત | જન્મશંકર બુચ |
| ત્રા | મટુભાઈ કાંટાવાળા |
| સાહિત્યપ્રિય | ચુનીલાલ વ. શાહ |
| ઘનશ્યામ | ક. મા. મુનશી |
| શેષ<br>દ્વિરેફ<br>સ્વૈરવિહારી | રામનારાયણ વિ. પાઠક |
| ધૂમકેતુ | ગૌરીશંકર જોષી |
| શયદા | હરજી લવજી દામાણી |
| મસ્તફકીર | ગૌરીશંકર ભટ્ટ |
| વિનોદકાન્ત | વિજયરાય વૈદ્ય |



| | |
|---|---|
| કમળ | બટુભાઈ ઉમરવાડિયા |
| વૈશંપાયન | કરસનદાસ માણેક |
| ગુપ્તા | જ્યોતીન્દ્ર દવે |
| સ્નેહરશ્મિ | ઝીણાભાઈ દેસાઈ |
| વાસુકિ | ઉમાશંકર જોશી |
| સુન્દરમ્ | ત્રિભુવનદાસ લુહાર |
| કોયા ભગત | ત્રિભુવનદાસ લુહાર |
| ત્રિશૂળ | ત્રિભુવનદાસ લુહાર |
| બાદરાયણ | ભાનુશંકર વ્યાસ |
| જિપ્સી | કિસનસિંહ ચાવડા |
| દર્શક | મનુભાઈ પંચોળી |
| સોપાન, શ્રી | મોહનલાલ મહેતા |
| સ્વપ્નસ્થ | ભનુભાઈ વ્યાસ |
| ઉપવાસી | ભોગીલાલ ગાંધી |
| પતીલ | મગનભાઈ ભૂ. પટેલ |
| મૂસીકાર | રસિકલાલ છો. પરીખ |
| સુધાંશુ | દામોદર ભટ્ટ |
| પારાશર્ય | મુકુંદરાય પટ્ટણી |
| ઉશનસ્ | નટવરલાલ પંડ્યા |
| આખા ભગત | વેણીભાઈ પુરોહિત |
| અનામી | રણજિત પટેલ |





# કવિ અને કવિતા

બાળકો માતૃભાષાના શિષ્ટ સાહિત્યમાં સવિશેષ રસ લેતાં થાય, એ દૃષ્ટિએ શાળામાં વિધવિધ પ્રવૃત્તિઓ યોજવામાં આવે છે. સાહિત્ય પરત્વે અભિરુચિ કેળવવાનો શિક્ષકોનો પ્રયત્ન તો સતત વર્ગમાં અને વર્ગબહાર હોય જ છે; પરંતુ એમની સમક્ષ બહુશ્રુત, વિષયમાં નિષ્ણાત એવા સાહિત્યકારને ઉપસ્થિત કરવાથી બાળકોને એમનાં દર્શનનો લાભ મળે છે તથા એમનો વાક્પ્રવાહ સાંભળી વિષય પરત્વેના ઊંડા જ્ઞાનનો પણ પરિચય થાય છે.

સાહિત્યનાં તો અનેક અંગો છે. દરેક પ્રકારનું સાહિત્ય માનવહૃદય તથા તેની લાગણીઓ સાથે સંકળાયેલું છે. તેમાંય કાવ્યસાહિત્ય તો દિલની લાગણીઓને ખૂબ જ સ્પર્શી શકે છે. નાનું અમથું કાવ્ય, ઘણું ઘણું કહી જાય છે; દિલને ઘણીયે બાજુથી સ્પર્શી જાય છે. એનામાં ક્ષણે ક્ષણે નવીનતા તથા અવનવા ભાવો ઉત્પન્ન કરવાની શક્તિ છે એ બધું તો સાચું; પણ જો આપણને કાવ્યનો આસ્વાદ લેતાં જ, તેના ભાવ સાથે એકરૂપ થતાં જ ન આવડે, તો બધું જ નિરર્થક છે. બાળકો કાવ્યસાહિત્યની ખૂબીઓ સમજે, કાવ્યના ઊંડા ભાવો અનુભવે, તેના પદલાલિત્યનું સૌંદર્ય માણે તથા કાવ્યમય બને, એ બધા હેતુ ધ્યાનમાં રાખીને, કાવ્ય રચનાર કવિ જ બાળકો સમક્ષ ઉપસ્થિત થઈ, કાવ્ય રજૂ કરે તો તે વધુ સ્પષ્ટ તથા વધુ રસદાયી નીવડે છે. આવા આશયથી ચાલુ વર્ષ દરમિયાન મુંબઈની ત્રણ શાળાઓ મોડર્ન, ફેલોશીપ, ન્યુ ઈરા તથા ટ્રેનિંગ કૉલેજની એક્સ્ટેન્શન સર્વિસ વિભાગે મળીને આવી એક પ્રવૃત્તિ આરંભી છે જેનો કાર્યક્રમ પહેલા સત્ર દરમિયાન નીચે પ્રમાણે યોજાયો હતો.

| સ્થળ | કવિ | કૃતિ |
|---|---|---|
| ન્યુ ઈરા સ્કૂલ | શ્રી ચંદ્રવદન મહેતા | વિસર્જન અને ભાગ્યવિધાતા |
| મોડર્ન સ્કૂલ | શ્રી સુંદરજી બેટાઈ | બંદર છો દૂર છે! અને કેડી |
| ફેલોશીપ સ્કૂલ | શ્રી કરસનદાસ માણેક | હરિનાં લોચનિયાં |

ત્રણેય શાળાના દસમા ધોરણના સૌ વિદ્યાર્થીઓ તેમ જ અનેક શિક્ષકભાઈ-બહેનોએ આ કાવ્યપ્રસાદી માણી. કવિને કાવ્ય કેવા સંજોગોમાં, કેવા વાતાવરણમાં તથા કેવી મનોદશામાં સ્ફુરે છે તેનો સ્પષ્ટ ખ્યાલ કવિએ જાતે જ આપ્યો તથા અત્યંત રસપ્રદ રીતે કાવ્યનો આસ્વાદ કરાવ્યો. કાવ્યશિક્ષણને અંતે બાળકોએ ખૂબ જ સુંદર, વિચારપૂર્ણ તથા રસિક પ્રશ્નો પૂછી તેમની જિજ્ઞાસા સંતોષી તથા તેમનાં કાવ્યસાહિત્યના રસને સમૃદ્ધ કર્યો.



# સાહિત્યયાત્રા

(શાળાના આઠમાથી અગિયારમા ધોરણનાં વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓએ સાહિત્યના અભ્યાસ દરમિયાન સાહિત્યકારોના જીવન વિષેની પણ માહિતી પ્રાપ્ત કરવાની હોય છે; કારણ કે એવો વિસ્તૃત પરિચય કવિ કે લેખકનાં સર્જનને સમજવામાં ખૂબ સહાયરૂપ થઈ પડે છે. જીવનની કોઈકોઈ ઘટનાએ સર્જકના જીવનવિકાસને તેમ જ સાહિત્યપ્રવાહને નવો પલટો અને વેગ આપ્યા છે; એટલે એવા મહત્ત્વના પ્રસંગો સાથેની સાક્ષરોની પરિચયનોંધનું અહીં સંકલન કરવામાં આવ્યું છે. એક રીતે વિદ્યાર્થીઓએ કરેલી આ સાહિત્યયાત્રા જ છે.)

# નરસિંહ

(ઈ. સ. ૧૪૧૪ – ૧૪૮૦)



આદિ દ્રષ્ટા – ઋષિથી માંડી, મધ્યયુગના અનેક ભક્તગણ અને આજના કવિગણ શબ્દબ્રહ્મની ઉપાસના કરી રહ્યા છે. આ જ હારમાળાના એક વિરલ ઉપાસક તે નરસિંહ મહેતા. તે સૌરાષ્ટ્રના જૂનાગઢ પાસેના તળાજા નામના ગામમાં સં. ૧૪૭૦ની સાલમાં જન્મીને નાગર કુળનો દીપક બને છે અને જ્ઞાનભક્તિનાં પ્રભાતિયાંના લલકારથી ગુજરાતના ઘરઘરને ગૂંજતું કરે છે.

ભાભીડાગ્યો નરસિંહ તપસ્યાથી મહાદેવને પ્રસન્ન કરી રાસલીલાનાં દર્શન પામે છે. તે પછી કૃષ્ણભક્તિની મસ્તીમાં ભાન ભૂલી મગ્ન થનાર ભક્ત કવિ નરસિંહે ઘણું ઘણું અનુભવ્યું. તે સર્વ તેમણે સાંસારિક તેમજ પારમાર્થિક 'કુંવરબાઈના મામેરા' થી માંડી 'શામળશાનો વિવાહ' ને 'હૂંડી' થી માંડી રાધાકૃષ્ણના જીવનના અજોડ પ્રસંગો કલ્પી વહેતું મૂક્યું.

અસ્પૃશ્યતાનિવારણના ક્ષેત્રે નરસૈયાના હરિજનવાડામાં કરેલા રાતભરના સંકીર્તનને પ્રથમ પગલું ગણી શકાય. 'અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રી હરિ' તેમજ 'જાગને જાદવા' જેવાં લોકપ્રિય પ્રભાતિયાં વડે ગુજરાતી જનતાને મુગ્ધ કરી એટલું જ નહિ પરંતુ રાષ્ટ્રપિતા ગાંધીજીના ભજન 'વૈષ્ણવજન' દ્વારા પૂર્ણ માનવના આદર્શને વિશ્વભરમાં મૂર્તિમંત કર્યો.



'પક્ષાપક્ષી ત્યાં નહિ પરમેશ્વર, સમદષ્ટિને સર્વ સમાન.'

(નરસિંહ)



# મીરાં

(ઈ. સ. ૧૪૯૯–૧૫૪૭)



પુરાણકાળની ગાર્ગી અને મૈત્રેયી બ્રહ્મવાદિનીને ભુલાવે તેવી મધ્યકાલીન ક મીરાંએ સમસ્ત ભારતને મુગ્ધ કર્યું તેનાં કિત, ભાવમાધુર્યભર્યાં પદો વડે.

જોધપુરના રાવ દૂદાજીની પૌત્રી મ બાળપણથી જ ભક્તિભાવભર્યા હૃદયમાંથી નીક કરતાલ અને નૂપુર તેમજ તંબૂરા અને મંજ સૂર સાથે તાલ મેળવી ગવાતાં 'શ્રી ગિરધર નાચુંગી' તથા 'બસો મેરે નૈનનમેં નંદલાલ' કંઈકંઈ અમર પદો સ્ફુરિત થતાં ગયાં. મ શ્રી કૃષ્ણ સાથેની 'પૂર્વજનમની છે પ્રીત રે' સાક્ષી પૂરતાં 'મેરે તો ગિરધર ગોપાલ દૂસરા ન કોઈ' જેવાં અનેક ગીતોને કં ગૂંજતાં કર્યાં.

પ્રેમલક્ષણાભક્તિના રસમાં મસ્ત મીરાંએ વિષપાન જેવી આકરી કસોટી પાર છતાં પથ્થર જેવા અફર રહેલા રાણાના દેશને ત્યાગી મીરાં દ્વારકાધીશને શરણે ભક્તને દુભવ્યાથી દુઃખી થતા મેવાડને સુખી કરવા મીરાંને મનાવીને પાછાં લાવવા રા મીરાંને વિનંતી કરી; પણ એ માટે ઇષ્ટદેવની આજ્ઞા લેવા જતાં મીરાં દ્વારકાધીશ સમાઈ ગયાં. આમ મીરાંએ ગાયું છે તેમ કૃષ્ણ! કૃષ્ણ! કરતાં મીરાં કૃષ્ણમય થઈ ગ

મીરાંનાં પદો ભારતના ભક્તિસાહિત્યનું અમોલું ધન છે.



'અખિયાં હરિદરશનકી પ્યાસી.'

(મીરાં)



# અખો

( ઈ. સ. ૧૫૯૧–૧૬૫૬ )



અમદાવાદ પાસેના જેતલપુરમાં ઈ. સ. ૧૫૯૧ માં સોની કુટુંબમાં જન્મેલા અખાને બે વારનો ઘરસંગ, નાની બહેનનું મૃત્યુ, અમદાવાદની ટંકશાળના ઉપરીનો અવિશ્વાસ અને ધર્મની બહેનની શંકાશીલતાએ તીવ્ર વૈરાગ્યને પંથે વાળ્યો. સદ્‌ગુરુની શોધમાં ફરતાં થયેલા પાખંડોના અનુભવે એને દાંભિકતા સામે સચોટ શબ્દપ્રહાર કરતા છપ્પા લખવા પ્રેર્યો. પરિણામે એનો વેદાંતી જીવ આત્મચિંતન દ્વારા સંપૂર્ણ વેદાંતી થયો.

એના વિશાળ અનુભવ અને ગહન વેદાંતજ્ઞાનનો વિસ્તૃત પરિચય આપણને એના 'અનુભવબિંદુ', 'અખેગીતા', 'ગુરુશિષ્યસંવાદ', 'પંચીકરણ' અને 'કૈવલ્યગીતા' જેવા ગંભીર ગ્રંથોમાંથી મળી રહે છે. અખાએ હિંદીમાં પણ અનેક કવિતો રચ્યાં છે.



'ભાવાને શું વળગે ભૂર, રણમાં જે જીતે તે શૂર.'

( અખો )



# પ્રેમાનંદ

## (ઈ. સ. ૧૬૪૯–૧૭૧૪)



સુસંસ્કાર અને જ્ઞાનની રસભરી આખ્યાન-ગંગા નિજકંઠે ગુજરાતભરમાં રેલાવનાર કવિ પ્રેમાનંદ ગુર્જરીના શ્રેષ્ઠ સાક્ષર સપૂતોમાં અગ્રસ્થાને છે. નાનપણમાં માતાપિતા ગુમાવ્યાથી કિશોરકાળ સુધી બાળક પ્રેમાનંદ મંદમતિ હતો, પરંતુ રામચરણ નામે સંતનાં સેવાસત્સંગેથી આશીર્વાદ પામીને એ ગુજરાતીમાં કવિતા લખતો થયો એવી દંતકથા છે. તે ઉપરાંત હીન ગણાતી ગુજરાતી ભાષાનું ગૌરવ વધારવા એણે એ જમાનામાં પાઘડી ન પહેરવાની પ્રતિજ્ઞા લીધેલી તે આજે તો એના વિપુલ તેમ જ અમર સાહિત્યથી સાર્થક થયેલી લાગે છે.

સંસ્કૃતના અભ્યાસી પ્રેમાનંદે ગુજરાતની જનતાને રામાયણ, મહાભારત અને ભાગવતમાંથી સુંદર પ્રસંગો લઈને પોતાની કવિપ્રતિભાથી એને વિવિધ રસ, અનુકૂળ ભાવ, સુયોગ્ય ભાષા, અલંકારો અને મનોહર કલ્પનાથી મઢારી છપ્પનભોગી થાળ જેવાં રસભર આખ્યાનો રૂપે લલકારીને રજૂ કર્યાં. 'નળાખ્યાન', 'રણયજ્ઞ', 'સુદામાચરિત', 'ઓખાહરણ', 'દશમસ્કંધ' ને 'અભિમન્યુ આખ્યાન' આ રીતે જ અત્યંત લોકપ્રિય રહ્યાં છે. પરંતુ લોકહૈયે વસેલા ભક્તરાજ નરસિંહ મહેતાના 'હૂંડી' તેમજ 'શામળશાનો વિવાહ' અને 'કુંવરબાઈનું મામેરું'ના પ્રચલિત પ્રસંગો લઈને ગુર્જરસમાજના રંગે રંગીને પ્રેમાનંદે રચેલાં ભાવભર્યાં આખ્યાનોએ તો કવિને જનતાના જિગરમાં ચિરંતન સ્થાન અપાવ્યું છે.

આખ્યાનોમાં વિવિધ રસની જમાવટ, તાદૃશ વર્ણનો, સુરેખ પાત્રાલેખન અને છટાદાર રજૂઆત મુગ્ધ કરે તેવાં છે.

પ્રેમાનંદ વડોદરાનો વતની ખરો પણ એનાં આખ્યાનોનો મુક્ત લલકાર તો સુરત ને નંદરબારની રસિક જનતા સુધી એણે પહોંચાડેલો. સૈકાઓ પછી આજેય એ આખ્યાનો વાંચનારને રસમગ્ન કરી મૂકે તેમ છે.



"સાંગોપાંગ સુરંગ વ્યંગ્ય અતિશે ધારો ગિરા ગુર્જરી;
પાદેપાદ રસાળ ભૂષણવતી થાઓ સખી ઉપરી.
જે ગિર્વાણ ગિરા ગણાય ગણતાં તે સ્થાન એ લ્યો વરી;
થાયે શ્રેષ્ઠ સહુ સખીજન વિષે, એ આશ પૂરો હરિ!"
(પ્રેમાનંદ)

# શામળ

( ઈ. સ. ૧૭૦૦ – ૧૭૭૦ )



સમર્થ વાર્તાકાર શામળનો જન્મ અમદાવાદ પાસે વેગણપુર (ગોમતીપુર) ગામમાં થયો હતો. સંસ્કૃત તેમજ હિંદીના અભ્યાસથી શામળની સર્જનશક્તિ ખીલી ઊઠી અને આમજનતાને પણ સુગમ થઈ પડે તેવી 'સાદી ભાષા અને સાદી કડીમાં' જનતાને 'સિંહાસનબત્રીસી', 'વૈતાલપચીસી,' 'સૂડાબોતેરી,' 'મદનમોહના' અને 'અંગદવિષ્ટિ' જેવી વિવિધ રસથી ભરપૂર પદ્યકથાઓ આપી.

વાર્તાના વિષયો અને પ્રસંગો પ્રેમાનંદની જેમ સંસ્કૃત મહાકાવ્યો પરથી ન લેતાં શામળે લોકોમાં પ્રચલિત ભોજ અને વિક્રમની દંતકથાઓનો આધાર લીધેલો છે. એમાં શ્રોતાજનોને બોધ તેમજ સામાજિક પરિસ્થિતિનું દર્શન પ્રાપ્ત થાય છે.

શામળનાં કાલ્પનિક પાત્રોના અમર્યાદ વિહાર સાથે વાચક તલ્લીન બનીને બંધનથી પરના પ્રદેશનો મુક્ત રસાસ્વાદ માણી શકે છે.

શામળના છપ્પાઓ અને તેની કડીઓ તો લોકજીભે કહેવત રૂપ થઈને ચડી ચૂકેલાં છે.



"સદ્‌વિદ્યા રત્ન વિશાળ છે, વિદ્યાથી વડું નહિ કશું;
સદ્‌વિદ્યા આગળ ધન કશું, વિદ્યાવિહીન નર તે પશુ."

(શામળ)



# દયારામ

(ઈ. સ. ૧૭૭૭ – ૧૮૫૨)



'ગુર્જરી સાહિત્યકુંજે ભરી બંસીનો છેડણુહાર' રસિક કવિ દયારામ આપણા મધ્યકાલીન સાહિત્યનો છેલ્લો પ્રતિનિધિ છે. ચાંદોદ ગામના પ્રભુરામ પંડ્યાને ઘેર વિ. સં. ૧૮૩૩ના ભાદરવા શુદ અગિયારસને દિવસે જન્મેલો એ બાળક તેર વર્ષની વયે એનાં માતાપિતાને ગુમાવે છે. પણ નર્મદાના ઘાટ પર પાણી ભરવા જતી યુવતીઓને કાંકરી મારતો એ મસ્તીખોર યુવાન ગુજરાતના સ્ત્રીસમુદાયના કંઠમાં સદાય વસી જાય એવી ગરબીઓ આપે છે. વિ. સ. ૧૯૦૯ માં એમનો સ્વર્ગવાસ થતાં સૌને લાગે છે કે

"ગયો ડભોઈનો આત્મા, ગયો સદ્‌ભક્ત વૈષ્ણવી,
ગયો ગુર્જરીનો કંઠ, ઊર્મિમત્ત ગયો કવિ."

(ઉમાશંકર)



"તુજ સંગે કોઈ વૈષ્ણવ થાયે તો તું વૈષ્ણવ સાચો,
તારા સંગનો રંગ ન લાગે, ત્યહાં લગી તું કાચો."

(દયારામ)



# દલપતરામ

( ઈ. સ. ૧૮૨૦ – ૧૮૯૮ )



આજે પણ પચાસેકની ઉપરના ગુજરાતી શિક્ષિતજનો બાળપણમાં કંઠસ્થ કરેલી જે કવિની રંજનાત્મક અને બોધક કાવ્યપંક્તિઓ છટાથી બોલી જાય છે, એવા લોકપ્રિય થયેલા કવિ દલપતરામનો જન્મ વઢવાણમાં ઈ.સ. ૧૮૨૦ માં થયેલો. ઊંડા ધાર્મિક સંસ્કારો કુટુંબમાંથી તથા સ્વામીનારાયણ સંપ્રદાયના સત્સંગથી એમના જીવનમાં પડેલા હતા. પચીસી પાર કરતા જુવાન કવિને થયેલો ફાર્બસ સાહેબનો પરિચય ગાઢ મૈત્રીમાં પરિણમ્યો. ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, એનું મુખપત્ર 'બુદ્ધિપ્રકાશ' વગેરેના સંચાલનમાં એમની સાહિત્યપ્રવૃત્તિ ખૂબ ખીલતી રહી. ગમ્મત સાથે જ્ઞાન મળે તેવી રીતે કલ્પના અને અલંકારોની ગૂંથણી સાથે 'દલપતપિંગળ' માં 'રચ્યા છે રૂડા છંદ દલપતરામે'. એમના સર્જનમાં નીતિ અને વ્યવહારમર્યાદા જાળવે તેવાં નિર્દોષ બોધ તથા મનોરંજન હોય છે.

દેશદાઝ, સમાજસુધારાની ભાવના, ભાષાપ્રેમ અને સ્વદેશી હુન્નરના વિકાસ માટેના આગ્રહ જેવાં તત્ત્વોએ તેમને વિચારપ્રેરક નિબંધો તથા ઉપદેશાત્મક કવિતાઓ લખવા પ્રેર્યા હતા. વિનોદવૃત્તિ અને કટાક્ષભરેલી એમની અન્યોક્તિઓ તો આજેય ગમી જાય તેવી છે.

અર્વાચીન ગુજરાતના સંસ્કારવિકાસના સુધારક આદિનેતાઓની જોડી એટલે જ નર્મદ અને દલપતરામ. 'દલપતકાવ્ય' માં મળી રહેતી એમની વિવિધ કાવ્યપ્રસાદી ઉપરાંત એમણે 'મિથ્યાભિમાન નાટક' અને 'લક્ષ્મી નાટક' પણ લખેલાં છે.

પણ આ સર્વ કરતાંયે પોતાના ધર્મ અને સાહિત્યના સંસ્કારે પોષીને ગુજરાતને ચરણે આપેલો દલપતકુળનો અમર ઉપહાર તો છે કવિવર નાનાલાલ.



"એક જ વંશ વિષે ઊપજ્યાં, સહુવાસ સદૈવ નિવાસ વસાવે;
એક ગુરુ ઉપદેશ તથાપિ, મિજાજ કદી મળતો નહિ આવે.
દેખી જુઓ દલપત કહે, દરજી તણી પેટી વિષે દરશાવે;
કાતર કાપી કરે અળગાં, પણ સોય સદૈવ સલાહ કરાવે."

(દલપતરામ)

# નર્મદ

(ઈ. સ. ૧૮૩૩ – ૧૮૮૬)



સુધારાની પતાકા ફરકાવનાર નર્મદનો જન્મ ઈ. સ. ૧૮૩૩ માં સુરતમાં હતો. અર્વાચીનોમાં આદ્ય નર્મદનું આખું જીવન ઝંઝાવાત, તોફાન અને આંધીથી ઘેરાયેલું. 'દાંડિયો' સાપ્તાહિક, બુદ્ધિવર્ધક સભા બુદ્ધિવર્ધક માસિક દ્વારા એણે સમાજને તરફથી ઢંઢોળ્યો.

ધર્મ અને ભક્તિની સાંકડી કેડીમાં ગૂ ણાતી ગુજરાતી કવિતાની સામે વિશાળ ક્ષેત્ર એણે એને સંપૂર્ણ વિકાસને માર્ગે દોરી; એટલે ગુજરાતે એને કવિ કહ્યો છે. ટેકીલા, દઢનિશ્ચ અને પરિશ્રમી નર્મદે 'નર્મગદ્ય,' 'નર્મકવિત 'પિંગળપ્રવેશિકા,' 'નર્મકોશ,' 'અલંકારપ્રવેશિકા' તથા 'રસપ્રવેશિકા' જે પુસ્તકો ગુજરાતને ચરણે ધર્યાં.

પ્રેમ અને શૌર્યને જીવનમંત્ર માનનાર નર્મદ અમરત્વ પામ્યો; કારણ કે એ કલમનું શરણ લીધું, સાહિત્યસેવા કરવાની પ્રતિજ્ઞા લીધી અને ખૂબ કટોકટીભર્યા જીવન પણ તેને વળગી રહ્યો. તે જે માનતો તે જ કહેતો અને નીડરતાથી આચરતો.

ગુજરાતમાં નવજીવનનો સંચાર કરી જનારાઓમાં 'યા હોમ કરીને પડો ફતે છે આગે' નો શંખ ફૂંકનાર સાહસવીર નર્મદનું સ્થાન અજોડ છે.



'વીર સત્ય ને રસિક ટેકીપણું અરિ પણ ગાશે દિલથી.'
(નર્મદ)



# ગોવર્ધનરામ ત્રિપાઠી

(ઈ. સ. ૧૮૫૫ - ૧૯૦૫)



નડિયાદના ધર્મપ્રિય માધવરામ ત્રિપાઠીને ઘેર ઈ. સ. ૧૮૫૫ માં તેમનો જન્મ થયો. બાળપણથી જ ધર્મગ્રંથોનો અભ્યાસ. સાધુઓનો સત્સંગ અને વિદ્વાન સ્વજનમંડળની પ્રેરણા પામીને તેઓ જ્ઞાન અને સંસ્કાર વડે સમૃદ્ધ થયા. અંગ્રેજી સાહિત્યના ઊંડા અભ્યાસે તેમણે ગુજરાત સમક્ષ પ્રાચીનપૂર્વ, અર્વાચીનપૂર્વ અને પશ્ચિમનો ત્રિવેણીસંગમ રજૂ કર્યો. પરિણામે એમનાં વિપુલ અભ્યાસ, પરિપક્વ બુદ્ધિ તથા સુવ્યવસ્થિત યોજનાશક્તિએ ગુજરાતને જગતકાદંબરીઓમાં સ્થાન પ્રાપ્ત કરી શકે તેવી નવલકથા 'સરસ્વતીચંદ્ર'ની ભેટ ધરી.

'લીલાવતીજીવનકલા,' 'નવલરામની જીવનકથા,' 'દયારામનો અક્ષરદેહ,' 'Classical poets of Gujarat', 'સાક્ષરજીવન' તથા 'સ્નેહમુદ્રા' નામનો કાવ્યગ્રંથ એમની અન્ય ઉત્કૃષ્ટ કૃતિઓ છે તેમાં પણ 'સરસ્વતીચંદ્ર' માં તો ગોવર્ધનરામ વાર્તાલેખક, ગંભીર વિચારક અને ચિંતનપ્રેરક ઉપદેશક હોવા ઉપરાંત ઊંચા કવિ, દૃષ્ટા તેમજ મહાન સમાજસુધારક તરીકે છતા થાય છે.



"જેણે નહિ જગતમાં પુરુષાર્થ સાધ્યો,  
ઉચ્ચોચ્ચ જે પદ નહિ કદીયે જ પામ્યો;  
તે જન્મ વ્યર્થ ધરતો ધૂળ તેથી સારી,  
વંટોળિયે ચડી ઊડે ઘડી વ્યોમમાંહી."

(ગોવર્ધનરામ)





વારસામાં મળેલી સુધારક વૃત્તિનાં દર્શન એમનાં સાહિત્ય તથા વર્તનમાં સ્પષ્ટ દેખાય છે. વિધવાવિવાહ તથા અસ્પૃશ્યતાનિવારણની હિમાયતને લીધે એમણે સમાજની ટીકા કે બહિષ્કારની લેશ માત્ર પરવા કરી નહિ.

સનાતની ભદ્રંભદ્ર જેવું અમર પાત્ર રજૂ કરનાર 'ભદ્રંભદ્ર,' 'હાસ્યમંદિર' અને 'નવી ઈસપનીતિ' માં તેમની વિશિષ્ટ હાસ્યરસિક શૈલીનો સરસ પરિચય થાય છે. 'રાઈનો પર્વત' એમનું સુવિખ્યાત નાટક છે. કાવ્યશાસ્ત્રની ચર્ચા ગુજરાતીમાં શરૂ કરનાર રમણભાઈ જ હતા. 'ધર્મ અને સમાજ' નામનાં બે પુસ્તકો તેમની ધાર્મિક ભાવનાનું દર્શન કરાવે છે. 'જ્ઞાનસુધા' ના તંત્રી તરીકે તેમણે વર્ષો સુધી કામ કર્યું હતું. 'કવિતા અને સાહિત્ય' તેમની વિવેચનશક્તિનો સાચો ખ્યાલ આપે છે. એમનાં લખાણોના સંગ્રહ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ બહાર પાડ્યા છે.



"જે શૌર્યમાં કોમળતા સમાઈ,<br>
તેને જ સાચું પુરુષત્વ માન્યું;<br>
દ્રવન્ત લોખંડનું ખડ્ગ થાય,<br>
પાષાણનું ખડ્ગ નથી ઘડાતું."<br>
( રમણભાઈ નીલકંઠ )



# મણિશંકર ભટ્ટ (કાન્ત)

(ઈ. સ. ૧૮૬૭–૧૯૨૩)



ઈ. સ. ૧૮૬૭ માં સૌરાષ્ટ્રમાં કલાપીના લાઠી ગામ પાસેના ચાવંડ ગામે આ કવિનો જન્મ થયો હતો. કિશોર વયથી જ મણિશંકર કવિતાનો ભારે વ્યાસંગી. એક વખત સંમેલનમાં "ભાષા વગર, કલ્પના, વિચાર કેમ સ્ફૂરે ?" તેવો અતિ-સૂચક ગૂઢ પ્રશ્ન પૂછી નાખતો તે યુવાન ભવિષ્યમાં અનેક ખંડકાવ્ય 'વસંતવિજય', 'ચક્રવાકમિથુન', 'દેવયાની' ઇત્યાદિનો સર્જક કવિ થયો અને ભાવ, ભાવના, રસ, ઊર્મિ, અલંકાર, શબ્દછટા, વર્ણન, વસ્તુ આદિથી રસઝરતા 'સાગર અને શશી' જેવાં અનેક ઊર્મિકાવ્યોની એણે 'પૂર્વાલાપ' દ્વારા ગુજરાતને ભેટ આપી.

સત્યને માટે અતિ સંવેદનશીલ કાન્તે સ્વીડનબોર્ગનાં પુસ્તક વાંચી બ્રાહ્મણ છતાં ખ્રિસ્તી ધર્મ અંગીકાર કર્યો અને અત્યંત તીવ્ર મનોમંથન અનુભવ્યું. એમણે કરેલા પર-ભાષાના અમર ગ્રંથોના સફળ અનુવાદોમાં 'શિક્ષણનો ઇતિહાસ', 'પ્રમુખ લિંકનનું ચરિત્ર' અને 'ગીતાંજલિ' નું ભાષાંતર મુખ્યત્વે છે. તેમણે 'ગુરુ ગોવિંદસિંહ' અને 'રોમન સ્વરાજ્ય' જેવી સ્વતંત્ર નાટ્યકૃતિઓ પણ સર્જી છે; પણ સાહિત્યક્ષેત્રને અમર ભેટ રૂપે તો એમનાં ઊર્મિકાવ્યો અને ખંડકાવ્યો જ ગણી શકાય.



"હસનારાંની સાથે હસવાનું ઘટે,
રડનારાંની સાથે રડવું તેમ જે;
એકબીજાનાં આંસુડાંઓ લૂછતાં,
ઊંચે ચડશે સ્ત્રી–પુરુષો સૌ એમ જે."
('કાન્ત')



# બળવંતરાય ઠાકોર

(ઈ. સ. ૧૮૬૯–૧૯૫૨)

(વિસ્તૃત પરિચય માટે જુઓ પૃષ્ઠ ૩૫–૩૯)



# ગાંધીજી

( ઈ. સ. ૧૮૬૯ – ૧૯૪૮ )



સાહિત્યની ઉપાસના સાહિત્ય તરીકે કદી ન કરનાર ગાંધીજીએ આપણા સાહિત્ય પર બીજી કોઈ પણ વ્યક્તિ કરતાં સૌથી વધારે અસર કરી છે. સાહિત્યના દરેકેદરેક ક્ષેત્રમાં એમણે પરિવર્તન કર્યું હોવાથી એમનાથી શરૂ થતા ગુજરાતી સાહિત્યના યુગને ગાંધીયુગ તરીકે ઓળખવામાં આવે છે. જીવનના પ્રત્યેક ક્ષેત્રને સ્પર્શતું એમણે લખેલું સાહિત્ય માત્ર ગુજરાતનું જ ધન ન રહેતાં અન્ય ભાષાઓમાં અનૂદિત થઈને જગતના કરોડો વાચકો સુધી પહોંચ્યું છે. 'સત્યના પ્રયોગો અથવા આત્મકથા' દ્વારા એમણે કરેલા સત્યના પ્રયોગોની કથની આપણને મળી છે તો 'નવજીવન' અને 'હરિજનબંધુ' નામક સાપ્તાહિકોમાં એમના સંખ્યાબંધ લેખોએ તે તે વિષયમાં આપણને નવી જ દૃષ્ટિ આપી છે. ગુજરાતને એકધારી જોડણી અપાવનાર પણ પૂજ્ય ગાંધીજી જ છે.



"કેળવણી એ સાધ્ય વસ્તુ નથી પણ સાધન છે અને જે વડે આપણે ચારિત્ર્યવાન થઈ શકીએ તે જ કેળવણી ગણાય."

( ગાંધીજી )



# નાનાભાઈ ભટ

(ઈ. સ. ૧૮૮૩)



*ભારતીય સંસ્કૃતિને અનુરૂપ શિક્ષણના* આદર્શને સક્રિય રીતે મૂર્તિમંત કરનાર ગુજરાતના ગણ્યાગાંઠ્યા આચાર્યોમાં જેમનું સ્થાન અગ્રગણ્ય છે એવા નાનાભાઈ ભટ્ટનો જન્મ ઈ.સ. ૧૮૮૩ માં થયો હતો. ગુજરાતને અનેક આદર્શ કાર્યકર્તાઓ આપનાર દક્ષિણામૂર્તિ સંસ્થાના સફળ સંચાલનમાં એમનો ફાળો મહત્ત્વનો રહ્યો છે. માનવજીવનમાં અધ્યાત્મસંસ્કારના વિકાસની પ્રેરણા એમને મહાત્મા શ્રીમન્નથુરામ શર્મા પાસેથી પ્રાપ્ત થઈ. આ દૃષ્ટિએ જ એમણે 'રામાયણનાં પાત્રો', 'મહાભારતનાં પાત્રો', 'હિંદુધર્મની આખ્યાયિકાઓ' અને 'દૃષ્ટાન્ત કથાઓ' જેવા સંસ્કારસિંચન કરતા રસપૂર્ણ ગ્રંથો લખ્યા છે. સૌરાષ્ટ્રમાં સણોસરા ગામમાં 'લોકભારતી' નામની વિરલ ગ્રામવિદ્યાપીઠનું તેઓ સંચાલન કરી રહ્યા છે. પુરાણીની જેમ નવયુગની કથાઓ કરવામાં અને મહેતાજી તરીકે ઓળખાવવામાં એમને ગૌરવનો અનુભવ થાય છે.



"આપણે વર્ગવિહીન સમાજરચનાની વાતો કરીએ છીએ. પણ તમે માનો છો કે ગામડાનો કુંભાર જીવવો જોઈએ, તે સમૃદ્ધ થવો જોઈએ, તેનાં માટલાં ખપવાં જોઈએ? આવો આદર જો તેના ધંધા પ્રત્યે જાગશે, તો તમે માટલાં તો ખરીદશો જ પણ નયી તાલીમની મૂળ દૃષ્ટિ પણ પ્રાપ્ત થશે."

(નાનાભાઈ ભટ્ટ)



# દત્તાત્રેય કાલેલકર

( ઈ. સ. ૧૮૮૫ )



સવાઈ ગુજરાતી કાકાસાહેબ કાલેલકરનો જન્મ ઈ. સ. ૧૮૮૫માં સતારામાં થયો હતો. અત્યંત ધાર્મિક તથા આચારનિષ્ઠ કૌટુંબિક વાતાવરણ, હિંદુ ધર્મશાસ્ત્રોનો અભ્યાસ તથા તીર્થયાત્રાથી એમની ધર્મપ્રીતિ કેળવાઈ. વારંવાર તીર્થયાત્રા અને પ્રવાસના પરિણામે તેઓ અનન્ય પ્રકૃતિપ્રેમી બન્યા; એટલે જ બાવીસસો માઈલનો હિમાલયનો પ્રવાસ પગપાળા કરી 'હિમાલયનો પ્રવાસ' જેવા અજોડ પુસ્તકની સાહિત્યને ભેટ ધરી અને ઈતિહાસ, ભૂગોળ અને સંસ્કૃતિની ધારાનાં મંગલ દર્શન કરાવતી ભારતની લોકમાતા જેવી ગંગા, યમુના, રેવા ઈત્યાદિ નદીઓનાં 'લોકમાતા' ગ્રંથ રૂપે સુભગ દર્શન કરાવ્યાં.

ઈ. સ. ૧૯૧૭માં ગાંધીજીના મિલને એમને સાબરમતી આશ્રમમાં રાષ્ટ્રીય શિક્ષણપ્રવૃત્તિ માટે આકર્ષ્યા અને એના પરિણામે એમનું પ્રેરક સાહિત્યસર્જન પાંગરતું રહ્યું. એમના સમગ્ર સાહિત્યસર્જનમાં જીવન વિષેની મંગલ દૃષ્ટિ સભર ભરેલી હોય છે; એટલે જ એમની શૈલી રોચક, પ્રાસાદિક અને હૃદયંગમ હોય છે.

જીવનના કલાકાર કાલેલકરે ગુજરાતને 'કાલેલકરના લેખો ભા. ૧-૨', 'પૂર્વરંગ', 'જીવનસંસ્કૃતિ', 'જીવનનો આનંદ', 'જીવનવિકાસ', 'જીવનભારતી', 'હિમાલયનો પ્રવાસ', 'બ્રહ્મદેશનો પ્રવાસ', 'લોકમાતા'. 'સ્મરણયાત્રા', 'ઓતરાતી દીવાલો', રખડવાનો આનંદ' અને 'ચિ. ચંદનને' વગેરે પુસ્તકો પ્રસાદી રૂપે આપ્યાં છે.

આ બધી કૃતિઓ તો છે ગદ્યમાં, પણ એમાં કાલેલકરનું કાવ્યત્વ ચમક્યા વગર રહેતું નથી.

ભારતની તમામ ભાષાને એક લિપિમાં સાંકળી લેવાની ધગશે તેમને ભારતની અનેક લિપિનો અભ્યાસ કરવા પ્રેર્યા. ખગોળ, જ્યોતિષ અને ઉપનિષદ્‌ના તેઓ રસિયા છે. દિન પ્રતિદિન જ્ઞાનનો સંચય કરી બહોળે હાથે જનતા સમક્ષ પીરસનાર કાકાસાહેબને શ્રી ઉમાશંકરે 'હાલતીચાલતી વિદ્યાપીઠ'ની ઉપમા આપી છે તે યથાર્થ છે. બ. ક. ઠાકોર જેવા કડક વિવેચકે પણ તેમને ગુજરાતી સાહિત્યના એક સમર્થ ગદ્યસ્વામી ગણ્યા છે.



"સૂગ કે સૌન્દર્ય વસ્તુગત નથી પણ ભાવનાગત છે."
(કાકા કાલેલકર)

# કનૈયાલાલ મુનશી

(ઈ. સ. ૧૮૮૭)



નવલક્ષેત્રે અનન્ય સિદ્ધિ વરેલા શ્રી ક. મા. મુનશીનો જન્મ ઈ. સ. ૧૮૮૭ માં ભરૂચમાં થયો હતો. એક બાજુ એક પ્રખર ધારાશાસ્ત્રી તરીકે તેમણે પ્રતિષ્ઠા જમાવી તો બીજી બાજુ સાહિત્યક્ષેત્રે 'ઘનશ્યામ' ઉપનામથી નવલિકા અને નવલકથાઓ લખી પ્રસિદ્ધિ પ્રાપ્ત કરી. એમની ભાષા મિતાક્ષરી છતાં સચોટ અને ભાવવાહી છે. એમની શૈલી રોચક અને ઓજસ્વી છે. પાત્રો તો મુનશીનાં જ એમ કહીએ તો એમાં જરાયે અતિશયોક્તિ નથી. કાક અને મંજરી, મીનળ અને મુંજાલ, મુંજ અને મૃણાલ જેવાં પાત્રો તો મુનશીનાં જ. તેમણે વાચકોનાં દિલમાં અદ્વિતીય સ્થાન પ્રાપ્ત કરેલું છે.

'વેરની વસુલાત', 'પાટણની પ્રભુતા', 'ગુજરાતનો નાથ', 'રાજાધિરાજ', 'જય સોમનાથ', 'પૃથિવીવલ્લભ', 'ભગવાન કૌટિલ્ય', 'ભગવાન પરશુરામ', 'તપસ્વિની' અને 'ભગ્નપાદુકા' જેવી લોકપ્રિય નવલકથાઓ અને પૌરાણિક નાટકો અને સામાજિક નાટકો પણ એમણે રચ્યાં છે. ગુજરાતના યુવકવર્ગને તથા પ્રૌઢોને પાનો ચઢાવતો મુનશીનો અસ્મિતાનો જુસ્સો અનેરો છે. ગુજરાત અને તેના સાહિત્યની ગૌરવગાથા ગાતું તેમનું 'Gujarat and its Literature' પુસ્તક પણ એમની વિખ્યાત કૃતિ છે.

ભારતીય વિદ્યાભવન જેવી સાહિત્ય, સંગીત અને કલાની અનેક સંસ્કાર – પ્રવૃત્તિઓથી ગૂંજતી અને ગાજતી સંસ્થાના સર્જન અને વિકાસનો યશ શ્રી મુનશીને છે.



"સત્તા સ્વીકારવી જ હોય તો સત્ત્વશીલની સારી."
(મુનશી)



# રામનારાયણ વિ. પાઠક

( ઈ. સ. ૧૮૮૭ – ૧૯૫૫ )



ઈ. સ. ૧૮૮૭માં સૌરાષ્ટ્રના ગાણેલ ગામે રામનારાયણભાઈનો જન્મ થયો હતો. વકીલાત અને અધ્યાપનનાં ક્ષેત્રોમાંથી એમણે ગાંધીજીના પુનિત સંપર્ક બાદ આજીવન કેળવણીકાર થવાનું સ્વીકાર્યું. વર્ષો સુધી ઉચ્ચ અધ્યાપન-કાર્યની સાથે જ એમણે સાહિત્યનાં વિવિધ ક્ષેત્રે પ્રતિભાસંપન્ન સર્જન કર્યા કર્યું. 'દ્વિરેફ' ઉપનામથી એમણે ટૂંકી વાર્તાઓ લખી તો 'શેષ' નામ ધારણ કરી કાવ્યસર્જન કર્યું અને 'સ્વૈરવિહાર' કરી હળવી રમૂજી શૈલીમાં રસભર્યા નિબંધો પણ આલેખ્યા; પણ વિવેચનના અભ્યાસપૂર્ણ લેખો અને ગ્રંથો તો તેમણે પોતાને જ નામે લખ્યા.

'દ્વિરેફની વાતો', 'શેષનાં કાવ્યો', 'મનોવિહાર', 'સાહિત્ય વિમર્શ', 'કાવ્યની શક્તિ', 'આલોચના', 'સાહિત્યાલોક', 'અર્વાચીન કાવ્યસાહિત્ય', 'અર્વાચીન કાવ્ય-સાહિત્યનાં વહેણો' અને 'બૃહત્ પિંગળ' આદિ ગ્રંથો એમની વિશાળ સર્જક પ્રતિભાનો વૈવિધ્યપૂર્ણ ખ્યાલ આપી જાય છે.



"એકલ દેતા દાન જે, એકલ ઝૂઝત જંગ,
એકલ જગનિંદા સહે, એ વીરોને રંગ."
( રા. વિ. પાઠક )



# રમણલાલ દેસાઇ

( ઈ. સ. ૧૮૯૨ – ૧૯૫૪ )



શ્રી સુન્દરમે જેમને ગાંધીયુગના પ્રવર્તમાન જીવનના પહેલા સફળ નવલકથાકાર કહ્યા છે તે સૌજન્યમૂર્તિ શ્રી રમણલાલ દેસાઈનો જન્મ ઈ. સ. ૧૮૯૨ માં વડોદરા રાજ્યના શિનોર ગામમાં થયો હતો. 'સંયુક્તા' અને 'શંકિત હૃદય' નાટકો દ્વારા એમણે સાહિત્યક્ષેત્રમાં પ્રવેશ કર્યો હોવા છતાં અને નવલિકા. નાટક, કાવ્ય, વિવેચન, આત્મકથા આદિનું સર્જન કર્યું હોવા છતાં એમને સૌથી વધુ લોકપ્રિયતા નવલકથાકાર તરીકે મળી છે.

'જયંત', 'શિરીષ', 'કોકિલા'. 'દિવ્યચક્ષુ', 'ગ્રામલક્ષ્મી', 'સારેલો અગ્નિ', 'ઝંઝાવાત', 'કાલભોજ'. 'બાલાજોગણ', 'ત્રિશંકુ' આદિ અનેક નવલકથાઓ દ્વારા મુનશી પછીના કોઙ નવલકથાકારનું સ્થાન એમણે મેળવ્યું છે.



"મર્દાનગીભર્યો દેહ એ વ્યક્તિની તેમજ પ્રજાની પહેલી દોલત છે."

( રમણલાલ દેસાઈ )



# ગૌરીશંકર જોષી (ધૂમકેતુ)

( ઈ. સ. ૧૮૯૨ )



'ધૂમકેતુ' ના ઉપનામથી જાણીતા થયેલા શ્રી ગૌરીશંકર જોષીનો જન્મ ઈ. સ. ૧૮૯૨ ના ડિસેમ્બરની બારમીએ સૌરાષ્ટ્રના વીરપુર ગામમાં થયો હતો. આજીવન શિક્ષક તરીકે કામ કરનાર 'ધૂમકેતુ' એ નવલિકાઓ અને નવલકથાઓ, જીવનચરિત્રો અને પ્રવાસવર્ણન, આત્મકથા અને નાટકો આપણને આપ્યાં છે. 'તણખા', 'અવશેષ', 'ત્રિભેટો' આદિ ત્રીસેક નવલિકાસંગ્રહો, ચૌલુકય નવલકથાવલિ અને ગુપ્તયુગની નવલકથાઓ, 'પડઘા' અને 'ઠંડી ક્રૂરતા' જેવાં નાટકો અને 'જીવનપંથ' નામે આત્મકથા લખનાર 'ધૂમકેતુ' નું સૌથી વધુ મહત્ત્વનું પ્રદાન ધૂમકેતુની શ્રેષ્ઠ વાર્તાઓ છે.



"જે યુગ સાથે રહી ન શકે તે વૃદ્ધ, યુગને સમજે તે જુવાન."

(ધૂમકેતુ)





# ઝવેરચંદ મેઘાણી

( ઈ. સ. ૧૮૯૭ - ૧૯૪૭ )



રાષ્ટ્રપિતા ગાંધીજી પાસેથી રાષ્ટ્રશાયર:
બિરુદ મેળવનાર શ્રી ઝવેરચંદ મેઘાણીના જન્
ઈ. સ. ૧૮૯૭ માં સૌરાષ્ટ્રના ચોટીલા ગામ
થયો હતો. પત્રકારિત્વ અને લોકસાહિત્યમ
વિશેષ રસ ધરાવનાર મેઘાણીએ નવલિકા, નવલ
કથા, નાટક, વિવેચન વગેરે સાહિત્યના અને
પ્રદેશોમાં વિહાર કર્યો છે. પણ મેઘાણીની મોટામ
મોટી સેવા તો એમણે કરેલું આપણા લોકસાહિત્યનુ
સંપાદન – સંશોધન છે. 'સૌરાષ્ટ્રની રસધાર' ના
૭ ભાગો, 'રઢિયાળી રાત' ભા. ૧ – ૨, 'સોરઠી
બહારવટિયા', 'ધરતીનું ધાવણ' આદિ દ્વારા
ગામને અંધાર ખૂણે પડેલા લોકસાહિત્યને કંઠ અને
કલમ દ્વારા જીવંત કરીને પ્રકાશમાં લાવવા માટે
ગુજરાત એનું ઋણી રહેશે.

'યુગવંદના', 'એકતારો', 'રવીન્દ્રવીણા', 'તુલસીક્યારો', 'સોરઠ, તારાં વહેતાં
પાણી', 'વેવિશાળ', 'વસુંધરાનાં વહાલાંદવલાં' આદિ તેમની અન્ય ઉત્કૃષ્ટ કૃતિઓ છે.

'માણસાઈના દીવા' જેવો પૂ. રવિશંકર મહારાજના જીવનકાર્યનું ભવ્ય દર્શન
કરાવતો ગ્રંથ એમનું નિઃશંક અમર સર્જન છે.



"તુજ સુખની મહેફિલમાં તું સહુને નોતરજે,
પણ જમજે અશ્રુનો થાળ એકલો;
હોંશીલા જગને હસવા તેડું કરજે,
સંઘરજે ઉરની વરાળ એકલો."

( મેઘાણી )

# વિષ્ણુપ્રસાદ ત્રિવેદી

(ઈ. સ. ૧૮૯૯)



ગુજરાતના ગણ્યાગાંઠ્યા વિદ્યમાન વિવેચકોમાં પ્રથમ કક્ષામાં ગણાતા પ્રાધ્યાપક વિષ્ણુપ્રસાદ ત્રિવેદીને આ વર્ષે ષષ્ઠીપૂર્તિ નિમિત્તે આપણા અભિનંદન હો. સંસ્કૃત અને અંગ્રેજી સાહિત્ય તેમજ વિવેચનના ઊંડા અભ્યાસી હોવાથી ગુજરાતીમાં એમણે 'વિવેચના', 'પરિશીલન' 'અર્વાચીન ચિંતનાત્મક ગદ્ય' અને 'ભાવનાસૃષ્ટિ' નામક મૌલિક વિવેચનગ્રંથોમાં તટસ્થ, સમતોલ અને ઉચ્ચ કક્ષાના વિવેચનલેખો અર્પેલા છે. એમના સાહિત્યવિષયક વિવેચનમાં એમણે લેખકોને પ્રેરક અને માર્ગદર્શક થઈ પડે તેવી રીતે ઉચ્ચ સાહિત્યના સિદ્ધાંતો તારવીને દર્શાવેલા હોય છે એટલે જ એમની ગુણદર્શી આલોચના એમના વ્યક્તિત્વ જેવી સૌમ્ય તેમજ નિર્દંશ હોય છે.



"જીવન એટલું વિષમ અને સંસાર એટલો વૈચિત્ર્યમય છે કે પરિપૂર્ણ માનવવિશેષની અપેક્ષા રાખવી વ્યર્થ છે; પરંતુ સંપૂર્ણતા તરફ પ્રયાણ કરતા પુરુષવરોના જીવનનું મનન આધ્યાત્મિક ટેકારૂપ થાય છે."

(વિષ્ણુપ્રસાદ ત્રિવેદી)



# જ્યોતીન્દ્ર દવે

( ઈ.સ. ૧૯૦૧ )



સ્વ. રમણભાઈ નીલકંઠ પછીના આપણા હાસ્યકારોમાં પ્રથમ કક્ષાનું સ્થાન પ્રાપ્ત કરનાર શ્રી જ્યોતીન્દ્ર દવેનો જન્મ ઈ. સ. ૧૯૦૧ માં સુરત શહેરમાં થયો હતો. શું લેખનમાં કે શું ભાષણમાં, અસાધારણ બુદ્ધિચાપલ્યવાળા જ્યોતીન્દ્ર, કોઈ પણ વસ્તુ કે વિષયને હાસ્યમાં પલટી શકે છે. 'મારી નોંધપોથી', 'રંગતરંગ' ના છ ભાગ, 'પાનનાં બીડાં', 'અલ્પાત્માનું પુરાણ', 'રેતીની રોટલી' અને 'અમે બધાં' (ધનસુખલાલ મહેતા સાથે) જેવાં પુસ્તકો દ્વારા એમણે ગુજરાતને ખૂબ ખૂબ હસાવ્યું છે.



"લોકોનું આરાધન કરવું એ રાજાની પેઠે કલાનો પણ ધર્મ છે."

( જ્યોતીન્દ્ર દવે )



# ચન્દ્રવદન મહેતા

( ઈ. સ. ૧૯૦૧ )



શાળાના સ્વજન જેવા થોડા સાહિત્યકારોમાં જે અગ્રસ્થાને છે એવા પ્રતિભાશાળી કવિ-નાટ્યકાર ચન્દ્રવદનનો જન્મ વીસમી સદીના પ્રથમ વર્ષમાં જ થયો. પિતાની રેલવેમાં નોકરીને લીધે એમને રેલવેનું જીવન જોવાઅનુભવવાનું મળ્યું અને એમાંથી જ 'આગગાડી' નાટકનું સર્જન થયું.

તેઓશ્રી કાવ્ય અને નાટક માટે કૉલેજમાંથી જ પ્રસિદ્ધિ પામ્યા. શાળાના શિક્ષક અને રેડિયોના કાર્યક્રમસંચાલકની કારકિર્દીમાં એમણે 'ચાંદરણાં' માં બાળગીતો અને રંજક કાવ્યો, 'સંતાકૂકડી', 'રમકડાંની દુકાન' નાટકો તથા અનેક રેડિયો રૂપકો 'રંગભંડાર' ગ્રંથ રૂપે આપ્યાં છે. તે ઉપરાંત 'નાગાબાવા', 'પાંજરાપોળ', 'ધારાસભા', 'ધરાગુર્જરી', 'અખો વરવહુ અને બીજાં નાટકો' અને 'પ્રેમનું મોતી' જેવાં ભજવાતાં લોકપ્રિય થયેલાં પ્રસિદ્ધ નાટકો છે. આપણું નાટકઘર થાય અને તેમાં જનતાને આપણે મનમાન્યાં ઉચ્ચ નાટકો ભજવી બતાવીએ એવી એમની મનીષા છે. એમનાં 'બાંધ ગઠરિયાં', 'છોડ ગઠરિયાં' અને 'સફર ગઠરિયાં'ની ગ્રંથત્રિવેણીમાં એમણે રસપૂર્વક પોતાના જીવનની ઝાંખી ચિત્રપટની જેમ કરાવી છે; પણ બંધુભગિનીના નિર્મળ સ્નેહને હૃદયંગમ રીતે વિસ્તારથી લલકારનાર ચન્દ્રવદન એમનાં 'ઇલાકાવ્યો' માટે કાવ્યક્ષેત્રે સદાય સ્મરણીય રહેશે.



"નથી દુઃખદ આંસુએ સભર પાત્ર આ સૃષ્ટિનું,
રહ્યું છ અહીં અશ્રુમાં વિરલ એક શ્રદ્ધા-ધનુ."

(ચન્દ્રવદન મહેતા)



# કરસનદાસ માણેક

(ઈ. સ. ૧૯૦૨)



શ્રી કરસનદાસ માણેકે 'આલબેલ', 'મહોબતને માંડવે', 'કલ્યાણયાત્રી', 'વૈશંપાયનની વાણી', 'મધ્યાહ્ન' આદિ કાવ્યસંગ્રહો આપ્યા છે તો નવલિકાઓ અને નાટિકાઓ પણ આપી છે. એમનો જન્મ ઈ.સ. ૧૯૦૨માં કરાંચીમાં થયો હતો. એક વિવેચકે કહ્યું છે તેમ "ઊર્મિની ઉષ્મા, ભાષાનું જોમ અને શૈલીની પ્રાસાદિકતા માણેકનાં ઉત્તમ કાવ્યોની લાક્ષણિકતા છે." કવિસંમેલનોમાં એમની છટાદાર કાવ્યપઠનની શૈલી નિ:શંક આકર્ષક બની રહે છે. અર્વાચીન યુગમાં કથાકીર્તનપદ્ધતિને સક્રિય રીતે પુનર્જીવન અર્પવા એમણે 'મામેરું', 'સુદામાચરિત', 'નળાખ્યાન' જેવી કથાઓ દ્વારા આમજનતાને આકર્ષી છે. 'નચિકેતા' સામયિક દ્વારા એ જગતના અમર સર્જકોનો સત્સંગ કરાવે છે અને સ્વાધ્યાય અને રસબ્રહ્મની આરાધના કરતાકરાવતા રહે છે.



"ચમનમાં વીણતાં ફૂલડાં કદી કાંટાય વાગે છે;
પરંતુ કંટકોનાં વનમહીં ફૂલડાં કદી દીઠાં?"

(કરસનદાસ માણેક)



# ઝીણાભાઈ દેસાઈ (સ્નેહરશ્મિ)

(ઈ. સ. ૧૯૦૩)



શાળાના પરિચિત કવિલેખકોમાં 'સ્નેહરશ્મિ' નું સ્થાન જરા જુદું તરી આવે છે; કારણ કે તેઓ એક સફળ આચાર્ય અને આદર્શ કેળવણીકાર પણ છે. તેમનો જન્મ સુરત જિલ્લામાં ચીખલી ગામે ૧૯૦૩ માં થયેલો. ગુજરાત વિદ્યાપીઠમાં ઉચ્ચ અભ્યાસ અને રાષ્ટ્રીય આંદોલનોમાં મળેલા જેલનિવાસે એમને કાવ્યો અને વાર્તાઓ લખવાની પ્રેરણા અને સમય પૂરાં પાડ્યાં.

એમના કાવ્યમય વાતાવરણવાળા 'ગાતા આસોપાલવ', 'સ્વર્ગ અને પૃથ્વી' તથા 'તૂટેલા તાર' જેવા વાર્તાસંગ્રહો સ્નેહરશ્મિ મુખ્યતઃ કવિ છે તેવું ભાન કરાવે છે. 'અર્ધ્ય' અને 'પનઘટ' એમના જાણીતા કાવ્યસંગ્રહો છે.

(વિશેષ પરિચય માટે જુઓ પૃષ્ઠ ૬–૮)



"હૈયે વડવાનલ જલે તોયે સાગર ગાય,
હસી રમી જગઝેર પી જાણે તે સંતન કહેવાય."
(સ્નેહરશ્મિ)



# ભાનુશંકર વ્યાસ (બાદરાયણ)

(ઈ. સ. ૧૯૦૫)



જે સાક્ષરભૂમિ નડિયાદે ગુજરાતને ગોવર્ધનરામ, મણિલાલ નભુભાઈ, બાલાશંકર જેવા સાક્ષરો અને કવિઓ ભૂતકાળમાં આપ્યા છે તે જ ભૂમિ ભાનુશંકરનું જન્મસ્થાન. અભ્યાસકાળ દરમિયાન સાક્ષર નરસિંહરાવની પ્રેરણા અને સુંદરજી બેટાઈ, ઉમાશંકર જોષી જેવા સાહિત્ય-રસિક સહાધ્યાયીઓ પામવાનું એમને સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું. એમના 'કેડી' કાવ્યસંગ્રહ દ્વારા આપણને નવી ભાવનાઓ જગાડતાં ગેય તેમજ છંદોબદ્ધ કાવ્યો પ્રાપ્ત થયાં. વિવેચન અને નાટક પણ એમના પ્રિય વિષય રહ્યા છે.



"સૂરજચંદ્રનાં તેજતણી મારે હૈયે જરી નહિ આશ ધરું;
તારલી નાનીશી તેજ ઝીણું ઝરે, અંતર એહ ઉજાસ ભરું."

(બાદરાયણ)



# મનસુખલાલ ઝવેરી

(ઈ. સ. ૧૯૦૭)



શ્રી મનસુખલાલ ઝવેરી આપણા અગ્રગણ્ય કવિ–વિવેચકોમાંના એક છે. એમનો જન્મ ઈ. સ. ૧૯૦૭ માં જામનગરમાં થયેલો. 'ફૂલદોલ', 'આરાધના', 'અભિસાર' અને 'અનુભૂતિ' એ એમના કાવ્યસંગ્રહો છે. એમણે 'રાસસંહિતા' અને 'શાકુંતલ' નો અનુવાદ પણ કર્યો છે. "વિવેચક મનસુખલાલની વિશાળ અને વિગતપ્રચુર વસ્તુને સમગ્રતાથી જોવાની બુદ્ધિની ઉદારતા અને અભ્યાસની સંપત્તિ તથા સૂક્ષ્મ વાત પકડવાની સુકુમાર સંવેદનશક્તિ"નાં દર્શન 'થોડા વિવેચનલેખો' તથા 'પર્યેષણા' માં આપણને થાય છે.



" જીવવું તો જીવવું જગમાં ખરી તાકાતથી,
માથું મુક્તિની ખુમારીથી સદા ઊંચું કરી.
(મનસુખલાલ ઝવેરી)



( ઈ. સ. ૧૯૦૯ )



'પુણ્ય પરવાર્યું નથી', 'હરિનો મારગ', 'લતા અને બીજી વાતો', 'વસુંધરા અને બીજી વાતો' અને 'બિચારાં સુનંદા બહેન' આદિના કર્તા શ્રી ગુલાબદાસ બ્રોકરનો જન્મ ઈ. સ. ૧૯૦૯ માં થયો હતો. એમની નવલિકાઓમાં બહુધા સુશિક્ષિત શહેરીઓના જીવનનું આલેખન જોવા મળે છે. નવલિકાઓ ઉપરાંત એમણે નાટિકાઓ તેમજ વિવેચનો લખેલાં છે. સામાન્યતઃ સાહિત્યસર્જકો શિક્ષણક્ષેત્ર સાથે જ સંકળાયેલા જણાય છે; પરંતુ શ્રી બ્રોકરની સર્જનધારા શેરબજારના ધમાલિયા વાતાવરણમાં પણ અખંડ ધારે વહેતી રહી છે.



"દરેક માણસને બે હૃદય હોય છે: એક જીવન ટકાવી રાખનારું, જે શ્વાસોચ્છ્વાસ વ્યવસ્થિત કરે, લોહીને શરીરમાં ફેરવે, જે બંધ પડતાં માણસ મરી જાય તે, અને બીજું જેને સામાન્યરીતે આપણે બધાં હૃદય કહીએ છીએ તે – જે વડે આપણે ભાવનાઓ સેવીએ, કોઈના દુઃખે દુઃખી થઈએ, કંઈ આદર્શ માટે મરી ફીટવા ઇચ્છીએ તે."

(ગુલાબદાસ બ્રોકર)



# પ્રહલાદ પારેખ

( ઈ. સ. ૧૯૧૨ )



ભાવનગરમાં ઈ. સ. ૧૯૧૨ માં જન્મીને આ કવિએ બાળપણ દક્ષિણામૂર્તિના પ્રેરક વાતાવરણમાં ગાળીને ગુજરાત વિદ્યાપીઠ અને શાંતિનિકેતન આશ્રમમાં અભ્યાસ કર્યો. ગુરુદેવ ટાગોરના સાહિત્ય અને સંગીતમાંથી એમને ગેય સર્જનોની વિશિષ્ટ પ્રેરણા મળેલી છે. 'બારી બહાર' અને 'સરવાણી' માં એમનાં કાવ્યો દ્વારા એમની ભાવનાશીલ સર્જકતાનો પરિચય થાય છે. તે ઉપરાંત 'ગુલાબ અને શીવલી' માં એમણે ભાઈબહેનના બાળપણના પ્રસંગોનું હૃદયંગમ આલેખન કરેલું છે.



"હે દયામય!
 સ્થાન દે તવ પાસ આવ્યું
 પથિક જલ. હે મંગલ!"
 (પ્રહલાદ પારેખ)



# અનંતરાય રાવળ

(ઈ.સ. ૧૯૧૨)

અર્વાચીન ગુજરાતી સાહિત્યના વિવેચકોમાં મહત્ત્વનું સ્થાન પ્રાપ્ત કરનાર અધ્યાપક અનંતરાય રાવળનો જન્મ ઈ. સ. ૧૯૧૨ માં સૌરાષ્ટ્રના અમરેલી ગામમાં થયો હતો. આ આજીવન અધ્યાપકે 'સાહિત્યવિહાર', 'ગંધાક્ષત', 'ગુજરાતી સાહિત્ય', 'સાહિત્યવિવેક', 'સાહિત્યનિકષ' આદિ પુસ્તકો દ્વારા સત્ત્વશીલ વિવેચન કર્યું છે તો ખોટાદકર અને કલાપીનાં કાવ્યોનું તથા પ્રેમાનંદના 'નળાખ્યાન' નું સંપાદન પણ કર્યું છે.



"વિવેચકમાં સહૃદયતા હશે એટલું વિવેચન ન્યાયી બનશે, સૌંદર્યદૃષ્ટિ હશે એટલું તે સાચું બનશે, વિદ્વત્તા હશે એટલું તે સત્ત્વશાળી બનશે અને સત્યનિષ્ઠા હશે એટલું તે તેજસ્વી અને સાહિત્યોપકારક બનશે. આ સંપત જેટલા વધુ પ્રમાણમાં હશે અને સાથે હશે એને જાગ્રત અને સક્રિય રાખનારી ઊંડી સાહિત્યભક્તિ, તેટલા પ્રમાણમાં વિવેચન 'ઘરમનો કાંટો' બનશે."

(અનંતરાય રાવળ)



# પન્નાલાલ પટેલ

(ઈ. સ. ૧૯૧૨)





"ભૂખથીય ભૂંડી ભીખ છે. ભૂખ તો હાડ-માંસ ગાળી નાંખે છે પણ આ તો આપણાં ગુમાનને ને આતમાનેય ગાળી નાંખે છે, પાણી કરી દે છે!"

(પન્નાલાલ પટેલ,



# રાજેન્દ્ર શાહ

**(ઈ. સ. ૧૯૧૩)**



ઉમાશંકરસુન્દરમ્ પછીના અદ્યતન કવિઓના પ્રતિનિધિ શ્રી રાજેન્દ્ર શાહનો જન્મ ગુજરાતના કપડવંજ ગામે ઈ. સ. ૧૯૧૩ માં થયો હતો. કાવ્યની પ્રેરણાને બીજમાંથી નવપલ્લવિત કરનાર સાહિત્યસ્વામીઓમાં ટાગોર અને નાનાલાલ અગ્રસ્થાને વિરાજે છે.

'ધ્વનિ', 'આંદોલન' અને 'શ્રુતિ'ના કાવ્યસંગ્રહો આપનાર શ્રી રાજેન્દ્ર શાહે ગુજરાતી કવિતામાં નવું પ્રસ્થાન કર્યું છે. જીવનાભિમુખતા અને ભાવપ્રાધાન્યને લઈને એમની કવિતા છંદ અને ગીત, બન્ને માધ્યમોમાં એકસરખી આસાનીથી ગતિ કરે છે અને એટલે જ છંદોબદ્ધ કાવ્યો અને ગીતો, બન્નેમાં તેઓ સરખી સફળતાના અધિકારી બન્યા છે. હાલમાં તેઓ કવિતાના ત્રૈમાસિક 'કવિલોક'ના મુખ્ય સંપાદક તરીકે પણ કાર્ય કરી રહ્યા છે.



"આભ ઝરે ભલે આગ, હસી હસી ફૂલ ઝરે ગુલમોર.
ભાઈ રે, આપણા દુઃખનું કેટલું જોર ?"

(રાજેન્દ્ર શાહ)



## મનુભાઈ પંચોળી (દર્શક)

(ઈ. સ. ૧૯૧૪)

'દર્શક' તખલ્લુસથી સાહિત્યમાં સુપ્રસિદ્ધ થયેલા શ્રી મનુભાઈ પંચોળીનો જન્મ સૌરાષ્ટ્રના પંચાશીઆ ગામમાં ઈ. સ. ૧૯૧૪માં થયો હતો. અધ્યાપક તરીકે વર્ષો સુધી દક્ષિણામૂર્તિ સંસ્થામાં કાર્ય કરતાં રહીને જ જીવનનું ઉન્નત દર્શન કરાવતું સાહિત્ય-સર્જન તેઓ સર્જી રહ્યા છે. તેમની પ્રથમ કૃતિ 'જલિયાંવાલા' સૌરાષ્ટ્ર પ્રકાશન દ્વારા ઈ.સ. ૧૯૩૫માં પ્રસિદ્ધ થએલી. નાટકો ઉપરાંત એમણે નિબંધો અને કથાઓ પણ લખ્યાં છે; પણ એમનું મહત્ત્વનું પ્રદાન તો છે એમની નવલકથાઓ. 'બંદીઘર', 'બંધન અને મુક્તિ', 'કલ્યાણયાત્રા' અને 'દીપનિર્વાણ'માં વિકાસ પામતી એમની પ્રતિભા 'ઝેર તો પીધાં છે જાણી જાણી'માં આપણને એક ઉત્તમ નવલકથા આપે છે.



"આકાંક્ષા અને પરિપૂર્ણતા બેઉ એક નથી. બેઉની વચ્ચે પ્રચંડ દરિયો ઘૂઘવે છે. પુરુષાર્થ વડે સેતુબંધ કરવાનો છે." (દર્શક)



## વેણીભાઈ પુરોહિત

(ઈ. સ. ૧૯૧૬)



જામખંભાળિયામાં ઇ.સ. ૧૯૧૬માં જન્મેલા આ અલગારી કવિ વેણીભાઇએ કાવ્યક્ષેત્રમાં પોતાનું નિરાળું સ્થાન જમાવ્યું છે. એમના સર્જનવિકાસનો યશ કોઈ વિદ્યાલયની ઉપાધિને મળે તેમ નથી જ. એમનાં ગેય સર્જનોનાં મનોહર ભાવ, મધુર ભાષા અને લયબદ્ધ ગેયતાના વિરલસુમેળને લીધે એમનાં ગીતો ખૂબ લોકપ્રિય થયાં છે. પત્રકારના વ્યવસાયમાં જન્મભૂમિને પાને 'આખા ભગત'ને નામે લખાતી એમની 'ગોફણ ગીતા'નાં કટાક્ષબાણોની જનતા ખૂબ પ્રેમી છે.



"જિંદગાનીના લોઢ કરોડો વીંઝતો જાજે ભાઈ!
કુરબાનીમાં રાચનારાનાં ગીત તું લેજે ગાઈ."
(વેણીભાઈ પુરોહિત)

# ચુનીલાલ મડિયા

(ઈ. સ. ૧૯૨૨)



નવલકથા, નવલિકા અને નાટ
સાહિત્યપ્રકારો ખેડનાર શ્રી ચુની
મડિયાનો જન્મ સૌરાષ્ટ્રના ધોરાજી ગા
ઈ. સ. ૧૯૨૨માં થયો હતો. નવી
કલ્પનાસાહિત્યસર્જકોમાં મડિયા
ધ્યાનપાત્ર છે. 'વ્યાજનો વારસ', 'પ
જવાળા', 'ઇંધણ ઓછાં પડ્યાં' જેવી ન
'તેજ અને તિમિર' અને 'ઘૂઘવતાં
જેવા નવલિકાસંગ્રહો અને 'રંગદા'
નાટિકાસંગ્રહના લેખક પાસેથી હજી
પ્રતિભાશાળી સર્જનની અપેક્ષા રહે
સ્વાભાવિક છે.



"અંગારાની જેમ હૃદયને પણ હરહંમેશ ફૂંક મારતાં ન રહીએ તો લાંબે ગ
એ કંડુંગાર બની જાય. હૃદય-સઘડીની રાખને પણ ખંખેરતા જ રહેવું જોઈએ."

(ચુનીલાલ મડિયા)

